# तपागच्छिय सार्थ पंच

# प्रतिक्रमणसूत्र.

## [ पूर्वार्द्ध. ]



છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ,

પાલીતાણા.



પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

સવત ૧૯૬૩ સને ૧૯૦૭

પાલીતાણા—શત્રુંજય પ્રિન્ટિંગ પ્રેસ.

कीम्मत रु. ०–६–०

# अर्पण पत्रिका.

## મુનિ મહારાજશ્રી ૧૦૦૮ ચારિત્રવિજયજી.

શ્રી જૈન આગમનાં સિદ્ધાન્તોનુ રહસ્ય જેઓએ યથાર્થપણે જાણ્યુ છે, તથા શાંતિ, ધૃતિ, ક્ષમા, દયા, આદિ અનેક સદ્ગુણોથી જે વિભુષિત છે, જેઓએ ઉત્તમ ગુણો અને ઉચ્ચ વર્તનથી પોતાના ચારિત્રને દિપાવ્યુ છે, શ્રી જૈન ધર્મ પ્રત્યે જેઓની શ્રદ્ધા અચળ અને દ્રઢ છે, તથા જેઓ નિરંતર ભવ્ય જીવોના કલ્યાણને માટે શ્રી જૈન આગમના બોધની પુષ્ટિ કરી રહ્યા છે, એવા પવિત્ર મુનિ મહારાજશ્રી ૧૦૦૮ ચારિત્રવિજયજીને અમો આ ગ્રંથ પૂજ્ય બુદ્ધિથી અર્પણ કરી કૃતાર્થતા માનીએ છીએ.

જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ.
પાલીતાણા.



# પ્રસ્તાવના.

શ્રી તપગચ્છીય પ્રતિક્રમણનાં યદ્યપિ પુસ્તક છે, તોપણ આ નવું તપગચ્છીય પ્રતિક્રમણનુ પુસ્તક લખવાનો શો હેતુ છે? એ તો સત્યજ છે કે, કારણ વગર કાર્ય પ્રવૃત્તિ થતી નથી, તો તે મુજબ આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનુ કાંઇ કારણ છે. પ્રતિક્રમણ સૂત્રનાં ઘણાં પુસ્તકો વિદ્યમાન છે, અને તેમાંનાં ઘણાં ખરાં તો શાસ્ત્રીય પદ્ધતિથી લખાયેલાં ને ઘણાં ઉત્તમ છે, તોપણ એટલું કહેવુ જોઇએ કે, સાંપ્રત સમયમાં આરંભના અભ્યાસીઓને પ્રવેશ કરવાને સુગમતા મળે, તેવી પદ્ધતિથી લખાએલ પ્રતિક્રમણનુ પુસ્તક હોવાની આવશ્યકતા અત્ર છે, અને તે હેતુ પાર પાડવા માટે અમોએ આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે.

પ્રતિક્રમણનાં ઘણાં પુસ્તકોમાં માત્ર મૂળ સૂત્રોજ આપેલાં હોય છે, પણ તેમના અર્થ આપેલા હોતા નથી. શરૂઆતથીજ અભ્યાસીઓનુ લક્ષ પ્રતિક્રમણ સૂત્રના અર્થ તરફ દોરાય, એમ થવુ અગત્યનુ છે. જો કે આવશ્યક પ્રતિક્રમણાદિક ક્રિયા પ્રસંગે અર્થની જરૂર પડતી નથી. મૂળ સૂત્રોનોજ ઉપયોગ છે, પરંતુ

તે સૂત્રોમાં જૈન આગમનું જે રહસ્ય સમાએલું છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરી સમજણ પૂર્વક તે તે ક્રિયાઓ કરવામાં આવે તોજ, તે સફળ થાય છે, માટે સૂત્રની સાથે અભ્યાસીઓને અર્થનું જ્ઞાન થવાની ઘણી અગત્ય છે, તેથી અમોએ આ પુસ્તકમાં સૂત્ર અને તેનો અર્થ બેઉ આપેલાં છે.

પ્રતિક્રમણ કરનારને તે કરવાનો શો હેતુ છે, તે તથા તે કરવાની વિધિ વગેરે પણ જાણવાની ઘણી જરૂર છે, તેને માટે અમોએ આ પુસ્તકમાં બે તરેહના પાઠોની રચના કરેલી છે.

[ ૧ ] મુખ પાઠ જેમાં પ્રતિક્રમણનાં સૂત્ર આપેલાં છે, તે અભ્યાસીઓએ કંઠે કરવાનાં છે. તે પછી સૂત્રનો શબ્દાર્થ આપેલો છે, તે શબ્દાર્થ સરળ અને સહેલી ભાષામાં આપ્યો છે, કે જેથી અભ્યાસીઓને તેનો રહસ્ય બોધ જલદી થાય.

[ ૨ ] બોધપાઠ એ પાઠોમાં પ્રતિક્રમણ કરવાનો હેતુ વિધિ વગેરે બાબતોનો સમાવેશ કરેલો છે. સામાન્ય રીતે કહીએ તો, અભ્યાસીઓને પ્રતિક્રમણનાં સૂત્ર, તેના અર્થ, તે કરવાની વિધિ અને હેતુ વગેરે સર્વ બાબતો સરળતાથી સમજાય, એ આ પુસ્તકનો મુખ્ય ઉદ્દેશ છે. આ પુસ્તક શિખ્યા પછી પ્રતિક્રમણ કરનાર શુદ્ધતાથી, અર્થ સાથે અને વિધિ સાથે તે કરતાં શિખે, એવી આશા રાખવામાં આવી છે. તો તે પ્રમાણે આ પુસ્તક જો શ્રાવક બંધુઓને યથાવિધિ પ્રતિક્રમણ કરવામાં તથા સરળતાથી અર્થ બોધ થવામાં સહાયભૂત થશે, તો અમો આ પુસ્તક રચવાનો અમારો હેતુ સફળ થયો માનીશું.

આજ કાલ જૈન શાળાઓમાં ઘણે સ્થળે પ્રતિક્રમણનો

અભ્યાસ કરાવવામાં આવે છે. તેમાં અભ્યાસ કરતા અભ્યાસીઓને માટે ક્રમસર પાઠ ગોઠવીને તૈયાર કરવામાં આવેલુ કોઇ પણ પુસ્તક નથી. બાળકોને પાઠવાર શિક્ષણ લેવુ સહેલુ પડે છે, અને પ્રત્યેક દિવસનો અભ્યાસ સહેલથી મુકરર થઇ શકે છે, માટે આ પુસ્તકમાં અમે સૂત્ર, સૂત્રાર્થ ઉપરથી મુખ પાઠ ગોઠવ્યા છે, તથા તે સિવાય વિધિ વગેરે શિખવાને અભ્યાસ પાઠ ગોઠવ્યા છે, તે શિખનારને બહુ ઉપયોગી થશે, એવી અમારી ધારણા છે. વળી પ્રત્યેક પાઠને અંતે પ્રશ્નો આપવામાં આવ્યા છે, તે પ્રશ્નોના જવાબ અભ્યાસીઓ બરાબર આપી શકે તો, આ પુસ્તકનો વિષય બરાબર સમજાય, એ નિઃસંદેહ છે. અમે આશા રાખીએ છીએ કે, આ યોજનાથી આ પુસ્તક સર્વે જૈનશાળાઓમાં ઉપયોગી થઇ પડશે.

છેવટ શિક્ષક વર્ગને એટલીજ વિનતિ કરવાની છે કે, પ્રતિક્રમણ સૂત્ર તથા બીજી સર્વ બાબતોમાં શુદ્ધતા અને યથાર્થતા ઉપર ખાસ લક્ષ આપવુ. બાળકો શુદ્ધ ઉચ્ચારે સૂત્રો વગેરે બોલી શકે, તોજ ક્રિયા કરવાની સફળતા છે. અમોએ પણ આ પુસ્તકને શુદ્ધતાથી છપાવવાને માટે બનતું લક્ષ આપ્યુ છે. સુરીજનોને તે પુસ્તકનુ અવલોકન કરવાથી લક્ષમાં આવશે.

છેવટ વિદ્વાન સાધુ મુનિરાજ, અને શ્રાવક બંધુઓ પાસે અમારી એટલી વિનતિ છે કે, આ પુસ્તકમાં કોઇ પણ પ્રકારનો દોષ રહી ગયો હોય તો, તેને માટે તેઓ અમારી તરફ ક્ષમાની દ્રષ્ટિથી જોશે, એવુ ઇચ્છીએ છીએ. વળી ફરીથી વિનતિ કરીએ છીએ કે, આ પુસ્તકમાં જે કાંઇ દોષ સુરી-

જનોના અવલોકનમાં આવે, તેઓએ કૃપા કરી લખવું કે, જેથી બીજી આવૃત્તિના પ્રસંગમાં તે સંબંધી સુધારો કરવામાં આવે.

આ પુસ્તકનું મુનિ મહારાજ શ્રી ૧૦૦૮ દેવવિજયજીએ અત્યંત શ્રમ લઇ શોધન કરી આપ્યું છે, તથા તેની શૈલી વિગેરે તપાસીને તેઓએ પસંદ કરી છે, તેથી અમો ઉક્ત મુનિ મહારાજનો આ પ્રસંગે ઉપકાર માનીએ છીએ. તથા અન્ય મુનિ મહારાજોને પણ પોતાના જ્ઞાન તથા વિદ્વતાનો લાભ અમારા વર્ગને આપવા માટે વિનતિ કરીએ છીએ.

પ્રસિદ્ધ કર્ત્તા.



# तपागच्छिय सार्थ पंच

# प्रतिक्रमणसूत्र.

## खंड १ लो.



## मुखपाठ १ लो.

### पंच मंगळरूप नवकार मंत्र.

नमो अरिहंताणं, नमो सिद्धाणं, नमो आयरियाणं, नमो उवज्झायाणं, नमो लोए सव्वसाहूणं, एसो पंच नमुक्कारो, सव्व पावप्पणासणो, मंगळाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥ १ ॥



## नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

મંગળરૂપ, પ્રથમ, નાશ કરનારા, બધા, સર્વ સાધુઓને, નમસ્કાર, આચાર્ય મહારાજાઓને.

---

# बोधपाठ १ लो.

શ્રાવકને પાપ આલોવવાને માટે અને સર્વ અતિચારની શુદ્ધિને માટે સાંઝે અને સવારે બંને વખત પડિક્કમણું કરવું જોઇએ, તેમાં સર્વ પ્રકારની ક્રિયા કરવામાં આવે છે તે ક્રિયા ગુરૂની સાક્ષીએ કરવી જોઇએ જો ગુરૂનો અભાવ હોય, તો સ્થાપનાચાર્ય ( પુસ્તક વિગેરેની ) સ્થાપના કરી, તેમની આગળ એ બધી ક્રિયા કરવાની છે, કારણ કે, આ દુષમકાળ પાંચમા આરામાં સ્થાપનાનો મુખ્ય આધાર છે, જેમ જિન ભગવંતને અભાવે જિન પ્રતિમાની સેવા ભક્તિ કરવામાં આવે છે, તેમ ગુરૂને અભાવે સ્થાપનાચાર્યની સેવા ભક્તિ કરવી, એ વિનયનું કારણ છે, તેમજ તેથી સમ્યકત્વની પણ શુદ્ધિ થાય છે, તેમ વળી તે ગુરૂની ભક્તિ પંચ પરમેષ્ટીને નમસ્કાર કરીને કરવી જોઇએ, માટે આદિમાં નવકાર મંત્રનું સૂત્ર કહેલું છે તે પછી ગુરૂની સ્થાપના કરવાનો “ પંચિંદિય ”નો પાઠ આવે છે, તે પાઠમાં ગુરૂ કેવા જોઇએ ? એ વાત દર્શાવી છે વળી “ પંચિંદિય ” સૂત્રના પાઠનો હેતુ ઘણોજ ઉત્તમ પ્રકારનો છે કારણ કે, એ પાઠમાં ગુરૂના છત્રીશ ગુણોનું વર્ણન કરી બતાવ્યું છે, અને છેવટે “ એવા છત્રીશ ગુણવાળા મારા ગુરૂ

છે, ” એમ જણાવી તેવા ગુરૂની સ્થાપના કરવાની યોગ્યતા દર્શાવી છે.

પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિકારોને રોકનારા, નવ પ્રકારના બ્રહ્મચર્યની ગુપ્તિ—વાડના પાળનારા, ચાર કષાયોથી મુક્ત થયેલા એ અઢાર ગુણોને ધારણ કરનારા, પાંચ મહાવ્રતને સેવનારા, પાંચ પ્રકારના આચારને પાળવામાં સમર્થ, એવા પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિને ધારણ કરનારા, એવી રીતે છત્રીશ ગુણોથી યુક્ત એવા મારા ગુરૂ છે, એમ સ્તુતિ કર્યા પછી ખમાસમણ આપવાને કહેલું છે.

## सारांश प्रश्नो.

૧ શ્રાવકે સાંજે અને સવારે શામાટે પડિક્કમણું કરવું જોઇએ ? ૨ પ્રતિક્રમણની ક્રિયા કોની સમક્ષ કરવી જોઇએ ? ૩ ગુરૂનો અભાવ હોય, તો કોની સમક્ષ તે ક્રિયા કરવી જોઇએ ? ૪ આ દુઃષમકાળ પાંચમાઆરામાં શેનો મુખ્ય આધાર છે ? ૫ વિનયનું કારણ શું છે ? ૬ સ્થાપનાચાર્યની સેવા ભક્તિ કરવાથી શેની શુદ્ધિ થાય છે ? ૭ આદિમાં નવકાર મંત્રનું સૂત્ર કહેવાનું શું કારણ છે ? ૮ પંચિંદિઅના પાઠમાં શી વાત દર્શાવી છે ? ૯ એ પાઠમાં શેનું વર્ણન છે ? અને શું કરવાની યોગ્યતા દર્શાવી છે ? ૧૦ ગુરૂના છત્રીશ ગુણો કયા ? ૧૧ બ્રહ્મચર્યની વાડ કેટલા પ્રકારની છે ? ૧૨ પાંચ ઇંદ્રિયોના કેટલા વિકારો છે ? ૧૩ મહાવ્રત, આચાર, સમિતિ અને ગુપ્તિ એ કેટલા કેટલા પ્રકારના છે ? ૧૪ પંચિંદિઅનો પાઠ ભણી રહ્યાં પછી શું કહેવું જોઇએ ?

# मुखपाठ २ जो.

## पंचिंदिअ.

पंचिंदिअ संवरणो, तह नवविह बंभचेर गुत्तिधरो ।
चउविह कसायमुक्को, इय अट्ठारसगुणेहिं सजुत्तो ॥१॥
पंचमहव्वयजुत्तो, पंचविहायार पालणसमत्थो ।
पंचसमिओ तिगुत्तो, छत्तीसगुणेहिं गुरुमज्झ ॥ २ ॥

---

## शब्दार्थ.

पचिंदिअ પાચ ઇદ્રિયોના વિષયોને — सवरणो રોકનાર
तह તથા — नवविह નવ પ્રકારના
वभचेर બ્રહ્મચર્યની — गुत्तिधरो વાડને ધારણ કરનારા
चउविह ચાર પ્રકારના — कसाय કષાયથી
मुक्को મુકાએલા — इय એ
अठारसगुणेहिं અઢાર ગુણોવડે — सजुत्तो યુક્ત એવા
पचमहव्वय પાચ મહાવ્રતોએ — जुत्तो યુક્ત એવા
पचविहायार પાચ પ્રકારના આચારને — पालणसमत्थो પાળવામા સમર્થ
पचसमिओ પાચ પ્રકારની સમિતિએ યુક્ત — तिगुत्तो ત્રણ ગુપ્તિએ સહિત
छत्तीसगुणेहिं છત્રીશ ગુણોએ યુક્ત એવા
गुरु ગુરૂ છે
मज्झ મારા

---

## ભાવાર્થ.

પાંચ ઈંદ્રિયોના વિષયોને રોકનારા, નવ પ્રકારના બ્રહ્મચર્યની વાડને ધારણ કરનારા, ચાર પ્રકારના કષાયથી મુકાએલા, એ અઢાર ગુણોએ યુક્ત તથા પાંચ મહાવ્રતોએ યુક્ત એવા, પાંચ પ્રકારના આચારને પાળવામાં સમર્થ, પાંચ સમિતિએ યુક્ત, અને ત્રણ ગુપ્તિએ સહિત એ છત્રીશ ગુણોએ યુક્ત એવા મારા ગુરૂ છે. ૧-૨

---

## નીચેના મૂળ શબ્દોના ગુજરાતી અર્થ કહો.

मज्झ, छत्तीसगुणेहिं, पंचसमिओ, पंचविहायार, पंचमहव्वय, अट्ठारसगुणेहिं, मुक्को, चउविह, बंभचेर, तह, पंचिंदिअ.

---

## નીચેના ગુજરાતી અર્થના મૂળ શબ્દો કહો.

ગુરૂ છે, ત્રણ ગુપ્તિએ સહિત. પાળવામાં સમર્થ, યુક્ત એવા, એ, કષાયથી, વાડને ધારણ કરનારા, નવ પ્રકારના, રોકનાર.

---

# बोधपाठ २ जो.

નવકારપૂર્વક ગુરૂની સ્થાપના કર્યા પછી ઇરિયાવહીનો પાઠ ભણુવો જોઇએ કારણ કે ઇરિયાવહી પડિક્કમ્યા વિના ચૈત્યવદન સઝાય, સામાયિક, પોસહ અને પડિક્કમણુ કાઇપણુ કરવુ સુઝતું નથી

તે ઇરિયાવહી પડિક્કમ્યા પહેલાં ખમાસમણુ આપવાની જરૂર છે, તેથી પચિંદિયનો પાઠ ભણ્યા પછી ખમાસમણુ આપવાનુ છે એ ખમાસમણનું બીજુ નામ પ્રણિપાત પણ કહેવાય છે ખમાસમણ આપતી વખતે " ઇચ્છામિ ખમાસમણો વદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ " એ પદ ઉભા ઉભા કહેવાનુ છે તે વખતે પલેવી, સડાસા, બે જાનુ, ( ગોઠણ ) અને લલાટ, ડાબો હાથ અને ભૂમિકા પ્રમાર્જી, તથા બે જાનુ, બે હાથ અને પાચમુ લલાટ, એ પાચ અગથી ભૂમિને ફરસતા " મથ્થએણ વદામિ " એ પદ બોલવાનુ છે તે પછી ઉભા થઇ બે હાથ જોડી " ઇચ્છકાર " એ સમાચારી કહેવાની છે. તેમા ગુરૂને સુખશાતા પુછવાનુ આવે છે તે પછી " ઇરિયાવહિય " નો પાઠ ભણાય છે

---

## सारांश प्रश्नो.

૧ ગુરૂની સ્થાપના કર્યા પછી શુ ભણવુ જોઇએ ? ૨ ઇરિયાવહી પડિક્કમ્યા પહેલા શુ શુ કરવુ સુઝતું નથી ? ૩ ઇરિયાવહી પડિક્કમ્યા પહેલા શુ આપવાની જરૂર છે ? ૪ ખમાસમણનુ બીજું નામ શુ છે ? ૫ ખમાસમણ આપતી વખતે કયુ પદ

### નીચેના ગુજરાતી અર્થના મૂળ શબ્દો કહો.

સુખે સંયમ યાત્રામાં, સુખે તપશ્ચર્યામાં, સુખે રાત્રી, હું વંદના કરૂં છું, શરીરવડે, વાંદવાને, હું ઈચ્છું છું.

---

## બોધપાઠ ૪ થો.

ગુરૂને સુખશાતા પુછ્યા પછી શ્રાવકે ઉભા ઉભા "ઇરિયાવહિ" સૂત્રનો પાઠ ભણવાનો છે. આ "ઈરિયાવહિ" સૂત્ર ભણવાનો હેતુ હાલવા ચાલવાથી થયેલ જીવોની વિરાધનાના પાપને દૂર કરવાનો છે. પહેલાં ગુરૂની આજ્ઞા લઈ, પછી જીવોની વિરાધના શું કરવાથી થાય છે? બીજાને સ્થાન જતાં, અને પોતાને સ્થાને આવતાં જીવોની વિરાધના કેમ થાય છે? અને એ જીવોને કેરી રીતે વિરાધેલા છે? એ બધું વિવેચન કરી છેવટે તેને માટે મિથ્યા દુષ્કૃત કહેવામાં આવે છે, તેમાં "ઈચ્છાકારેણ" એ સૂત્રવડે ગુરૂની આજ્ઞા માગી, "ઇચ્છામિ" "પડિક્કમિઉં" એ સૂત્રવડે તેનું પ્રતિક્રમણ કરવાની ઇચ્છા બતાવે છે. પછી "ગમણાગમણે" એ સૂત્રથી જીવોની વિરાધના શું કરવાથી અને કેમ થાય છે? એ વાત જણાવી છે. તે પછી "જે મે જીવા" એ સૂત્રથી સર્વ જીવોની વિરાધના કહીને "એગેંદિયા" એ સૂત્રથી ક્યા જીવોની વિરાધના કરી છે? તે જણાવવામાં આવ્યું છે. પછી "અભિહયા" એ સૂત્રથી તે જીવોને કેવી રીતે વિરાધ્યા, એ વાત જણાવી, છેવટે તેનું મિથ્યા દુષ્કૃત આપી "ઇરિયાવહિ"નું સૂત્ર સંપૂર્ણ કરવામાં આવ્યું છે.

## સારાંશ પ્રશ્નો.

૧ " ઇરિયાવહિ "નો પાઠ ક્યારે ભણવાનો છે ? ૨ " ઇરિયાવહિ " સૂત્ર ભણવાનો શો હેતુ છે ? ૩ " ઇરિયાવહિ "નો પાઠ ભણ્યા પહેલા શું કરવામા આવે છે ? ૪ ગુરૂની આજ્ઞા ક્યા સૂત્રથી લેવામા આવે છે ? ૫ ક્યા સૂત્રથી પ્રતિક્રમણ કરવાની ઇચ્છા બતાવે છે ? ૬ " ગમણાગમણે " ' જે મે જીવા " " એગિંદિયા " અને " અભિહુયા " એ સૂત્રોથી શુ શુ બાબત જણાવી છે ? ૭ " ઇરિયાવહિયા " સૂત્રને છેવટે શુ કહેલુ છે ?

---

# मुखपाठ ४ थो.

## इरियावहियं भाग १ लो.

इच्छाकारेण, संदिस्सह, भगवन्, इरियावहियं, पडिक्कमामि, ( पडिक्कमेह ) इच्छं इच्छामि पडिक्कमिउं ॥

---

## शब्दार्थ.

इच्छाकारेण ઇચ્છાપૂર્વક — संदिस्सह આજ્ઞા આપો તો

भगवन् હે ભગવન્ ! — इरियावहियं ઇરિયાવહિ-ગમન કરતા

पडिक्कमामि હું પડિક્કમું ( પાછો હઠું છું ).

इच्छं પ્રમાણ છે.

થયેલ જીવ બાધાદિ પાપક્રિયા.

पडिक्कमह પડિક્કમ. ( પાછો હઠ ).

इच्छामि पडिक्कमिउं હું પડિક્કમવા ( પાછો હઠવા ) ઇચ્છું છું.

---

## भावार्थ.

હે ભગવન્! આપ ઇચ્છાપૂર્વક આજ્ઞા આપો તો, હું ઇરિયાવહિ પડિક્કમું. ત્યારે ગુરૂ કહે પડિક્કમ. પછી શિષ્ય કહે છે, હું પડિક્કમવાને ઇચ્છું છું.

---

### नीचेना मूल शब्दोना गुजराती अर्थ कहो.

पडिक्कमिउं, इच्छं, पडिक्कमामि, संदिस्सह.

---

### नीचेना गुजराती अर्थना मूल शब्दो कहो.

પડિક્કમ, ઇચ્છાપૂર્વક, પ્રમાણ છે.

---

# मुखपाठ ५ मो.

## इरियावहियं भाग २ जो.

इरियावहियाए, विराहणाए, गमणागमणे, पाणक्कमणे, बीयक्कमणे, हरियक्कमणे, ओसा उत्तिंग पण गदग मट्टी मक्कडा संताणा संकमणे, जे मे जीवा विराहिया एगिंदिया, बेइंदिया, तेइंदिया चउरिंदिया, पंचिंदिया, अभिहया, वत्तिया, लेसिया, सघाइया, संघट्टिया, परियाविया, किलामिया, उद्दविया, ठाणाओठाण, संकामिया, जीवियाओ-ववरोविया, तस्स मिच्छामि दुक्कड ॥

---

## शब्दार्थ.

| | |
|---|---|
| इरियावहियाए માર્ગમાં ચાલતા | विराहणाए જીવની વિરાધના થઇ હોય |
| गमणागमणे જતાં આવતા | पाणक्कमणे પ્રાણી ચાંપ્યા હોય |
| बीयक्कमणे બીજ ચાંપ્યાં હોય. | हरियक्कमणे લીલી વનસ્પતિ ચાંપી હોય |
| ओसा ઝાકળ | उत्तिंग કીડિયારૂં |
| पण गदग સેવાળ તથા કાચું પાણી. | मट्टि માટી |
| मक्कडा सताणा કરોળીયાની જાળ | संकमणे ચાંપી હોય |
| जे જે. | मे મેં |
| जीवा જીવો | विराहिया વિરાધ્યા હોય |
| एगिंदिया એકેંદ્રિય જીવ. | बेइंदिया બેઇંદ્રિય જીવ |

नीचेना मूल शब्दोना गुजराती अर्थ कहो.

दुक्कडं, मिच्छा, जीविआओववरोविया, ठाणाओठाणं, किलामिया, संघट्टिया, लेसिया, अभिहया, विराहिया, मे, सक्रमणे, मट्टी, उत्तिंग, हरिअक्कमणे, पाणक्कमणे.

---

नीचेना गुजराती अर्थना मूल शब्दो कहो.

मारू, ते, मुक्या, ખીવરાવ્યા, પરિતાપ ઉપજાવ્યા, ભેગા કર્યા, ધુળવડે ઢાંકયા, કરોળીયાની જાળ, સેવાળ તથા કાચુ પાણી, આકળ, બીજ ચાપ્યા હોય, જતા આવતા.

---

# बोधपाठ ५ मो.

ઇરિયાવહિયના પાઠથી જે અતિચારો આલોયણા કરી પડિકમ્યા, તેનુ ઉત્તરીકરણ એટલે વિશેષ શુદ્ધિ કરવી જોઇએ તે વિશેષ શુદ્ધિને માટે " તસ્સઉત્તરી " એ સૂત્રનો પાઠ ભણવાનો છે, અને તેને માટે કાઉસ્સગ્ગ કરવાની ઇચ્છા રાખવામા આવે છે તે કાઉસ્સગ્ગ કરવાનો હેતુ એવો છે કે, હવેથી હુ એવી પ્રતિજ્ઞા કરૂં છુ કે, હું મારી કાયાનો કોઇ પણ વ્યાપાર કરીશ નહીં આવી પ્રતિજ્ઞા કરતા કદિ શરીરનો કોઇ પણ વ્યાપાર થઇ જાય, અને પોતાની પ્રતિજ્ઞાનો ભગ થઇ જાય, તેથી તે શ્રાવક " અન્નત્થ ઉસસિએણુ " એ સૂત્રથી કેટલાએક

આગાર મોકળા રાખે છે, એટલે એ આગારથી કાઉસ્સગ્ગનો ભંગ થએલો ન ગણાય. તેમાં જે કેટલાએક આગાર મોકળા રાખે છે, તે આ પ્રમાણે છે—મુખ તથા નાસિકાએ ઉંચો શ્વાસ લેવાય, નીચે શ્વાસ લેવાય, ઉધરસ આવે, છીંક આવે, બગાસું આવે, ઓડકાર આવે, અધોવાયુ નીકળે, ચકરી કે ફેર આવે, પિત્તના જોરથી મૂર્છા આવે, સૂક્ષ્મ અંગ ફરકી જાય, સૂક્ષ્મ બડખો ચાલે, અને સૂક્ષ્મ રીતે દ્રષ્ટિ ચાલે, ઈત્યાદિ આગારોથી કાઉસ્સગ્ગનો ભંગ ન થાય, એવી ત્યાં ઈચ્છા રાખવામાં આવે છે.

વળી તે શ્રાવક ઇચ્છે છે કે, એવા આગારોથી પણ મારો કાઉસ્સગ્ગ અખંડિત રહે, અને તે કાઉસ્સગ્ગ જ્યાં સુધી પારૂં નહિ, ત્યાં સુધી એક સ્થાનમાં મૌન રાખી, ભગવંતના ધ્યાનમાં મારા આત્માને વોસરાવું, આવી ધારણા રાખવામાં આવે છે. તે પછી કાઉસ્સગ્ગ કરવાને કહેલું છે.

કાઉસ્સગ્ગ કરતી વખતે જો સાધુ હોય તો, તેણે નાભિથી ચાર આંગળ નીચે ચોળપટ્ટો પહેરી, અને બે કોણીએ ચોળપટ્ટો ઝાલી રાખી કંદોરો બાંધવો નહીં, અને જમણા હાથમાં મુહપત્તિ તથા રજોહરણ રાખી, કાઉસ્સગ્ગ કરવો, અને શ્રાવક હોય તો, તેણે ઉત્તરાસંગથી તે ક્રિયા કરવી. એ કાયોત્સર્ગ કરતી વખતે ‘ લોગસ્સ ’ નાં પચવીશ પદ ચિંતવવાં, એટલે “ ચંદેસુ નિમ્મલયરા ” એ ગાથા સુધીનાં પદ ચિંતવી જવાં, અને કાઉસ્સગ્ગ પુરો થયા પછી ‘ નમોરિહંતાણું ’ એ પદ બોલી કાઉસ્સગ્ગને પારવો, અને તે પછી લોગસ્સનો સંપૂર્ણ પાઠ ખુલ્લી રીતે કહી જવો.

---

## सारांश प्रश्नो.

૧ ઉત્તરીકરણ એટલે શુ ? અને તે શામાટે કરવાનુ છે ? ૨ તે ઉત્તરીકરણ સૂત્રનો પાઠ ક્યા ભણવાનો છે ? ૩ તેમા શી ઇચ્છા રાખવામા આવે છે ? ૪ અહીં કાઉસ્સગ્ગ કરવાનો શો હેતુ છે ? ૫ " અન્નત્થ ઉસસિએણુ " એ સૂત્રથી શુ કરવા માગે છે ? ૬ આગાર મોકળા રાખવાનુ કારણ શુ છે ? ૭ મુખ્ય ક્યા ક્યા આગારો છે ? ૮ એ આગારોમા કેવી ઇચ્છા રાખવામા આવે છે ? ૯ જ્યા સુધી કાઉસ્સગ્ગ પારવામા આવે નહિ, ત્યા સુધી કેવી ધારણા રાખવામા આવે છે ? ૧૦ કાઉસ્સગ્ગ કરતી વખતે સાધુએ અને શ્રાવકે કેવી રીતે રહેવુ જોઇએ ? ૧૧ કા ઉસ્સગ્ગ કરતી વખતે શુ ચિ તવવુ જોઇએ ? ૧૨ છેવટે શું કહીને કાઉસ્સગ્ગ પારવો જોઇએ ? ૧૩ કાઉસ્સગ્ગ પાર્યા પછી શેનો પાઠ કહેવો જોઇએ ?

---

## बोधपाठ ६ ठ्ठो.

કાયોત્સર્ગ ચારિત્રાચારની શુદ્ધિને માટે કરવામા આવે છે કદિ કોઇ શકા કરે કે, જ્ઞાનાચાર વિગેરેની શુદ્ધિને અર્થે કાયોત્સર્ગ કર્યા શિવાય પ્રથમજ ચારિત્રાચારની શુદ્ધિને અર્થે કાયોત્સર્ગ કરવાનુ શું કારણ છે ? તેના ઉત્તરમા એટલુ જ કહેવાનુ છે કે, જ્ઞાન વિગેરેમા ચારિત્ર શ્રેષ્ઠ છે, કારણ કે, તે મુક્તિનુ અન તર [ નજીકનુ ] કારણ છે, અને જ્ઞાન વિગેરે પરપર કારણ છે વળી કોઇ કુળનો વૃદ્ધ પુરૂષ કદિ બાળક સદ્ગુણી અને પરાક્રમી હોય, તોપણ તેને પ્રણામ કરતો નથી, પણ જો તે બાળક ગાદ્ય

લક્ષ્મીથી અલંકૃત હોય તો, તેને પ્રણામ કરે છે, તેવી રીતે કેવળજ્ઞાની કદિ ગૃહસ્થ હોય, તો તેને લોક સમૂહ પ્રણામ કરતો નથી. પરંતુ જો તે ચારિત્ર લઈ મુનિવેષ ધારણ કરે, ત્યારે તેને જન સમૂહ અને ઇંદ્રાદિક દેવો પણ વાંદે છે, અને પૂજે છે. આ કારણથી ચારિત્ર કેવળજ્ઞાનથી પણ અધિક ગણાય છે, અને એટલા માટેજ વિદ્વાન્ લોકો તેને પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખે છે, એથી જ્ઞાન વિગેરેમાં ચારિત્ર મોટું છે. માટે પ્રથમ ચારિત્રાચારની શુદ્ધિને અર્થે કાયોત્સર્ગ કરવાને કહેલું છે.

એ કાયોત્સર્ગ નવ પ્રકારે થઈ શકે છે. ત્રણ પ્રકારે ઉભા રહીને, ત્રણ પ્રકારે બેસીને અને ત્રણ પ્રકારે સુઈને, એમ નવ પ્રકારે તે થાય છે. કાયોત્સર્ગ ઉભો રહી ધર્મ તથા શુકલ ધ્યાન ચિંતવે, તે ઉચ્છ્રિતોચ્છ્રિત કાઉસ્સગ્ગ કહેવાય છે, જેને વિષે ધર્માદિ ચાર ધ્યાનમાંથી કોઈ પ્રકારનું ધ્યાન ન થાય, તે બીજો દ્રવ્યોચ્છ્રિત કાઉસ્સગ્ગ કહેવાય છે. જેને વિષે આર્ત્ત તથા રૌદ્ર ધ્યાન ધ્યાય; તે દ્રવ્યથી ઉભેલો, પણ ભાવથી બેઠેલો, તેથી તે ત્રીજો ઉચ્છ્રિત નિષણ્ણ નામે કાઉસ્સગ્ગ થાય છે. બેસીને કાઉસ્સગ્ગ કરે, અને જેને વિષે ધર્મ તથા શુકલ ધ્યાન ધ્યાય, તે દ્રવ્યથી બેઠેલો; પરંતુ ભાવથી ઉભેલો છે, માટે તે ચોથો નિષણ્ણોચ્છ્રિત નામે કાઉસ્સગ્ગ કહેવાય છે. ધર્માદિ ચાર ધ્યાનમાંથી કોઈ પણ ધ્યાન ન ધ્યાય, તે નિષણ્ણ નામે પાંચમો કાઉસ્સગ્ગ કહેવાય છે. જેને વિષે આર્ત્ત તથા રૌદ્ર ધ્યાન ધ્યાય, તે નિષણ્ણોનિષણ્ણ નામે છઠ્ઠો કાઉસ્સગ્ગ કહેવાય છે. સૂતો કાઊસ્સગ્ગ કરે, અને તેને વિષે ધર્મ તથા શુકલધ્યાન ધ્યાય, તે તે નિષણ્ણોચ્છ્રિત નામે સાતમો કાઉસ્સગ્ગ કહેવાય છે. આ કાઊસ્સગ્ગમાં દ્રવ્યે સુતેલો છે, પણ ભાવથી ઊભેલો ગણાય છે; કારણ કે, તે ધર્મ ધ્યાનમાં પ્રવર્ત્તમાન છે; જેને વિષે ધર્માદિ ચાર ધ્યાન ન ધ્યાવાય,

તે નિપન્ન નામે આઠમો કાઉસ્સગ્ગ કહેવાય છે અને જેને વિષે આર્ત્ત તથા રૌદ્ર ધ્યાન ધ્યાવાય, તે નિપન્નનિપન્ન નામે નવમો કાઉસ્સગ્ગ કહેવાય છે

અહીં એ પ્રકારના કાયોત્સર્ગમાહેથી પહેલો દ્રવ્યે, એટલે શરીરથી ઊભા રહીને અને ભાવથી શુદ્ધ પરિણામવત થઈને ઉચ્છ્રિતોચ્છ્રિત રીતે કાયોત્સર્ગ કરવો જોઈએ.

---

## સારાંશ પ્રશ્નો.

૧ કાયોત્સર્ગ શામાટે કરવામા આવે છે ? ૨ જ્ઞાનાચારની શુદ્ધિનો કાયોત્સર્ગ કર્યા પહેલા પ્રથમજ ચારિત્રાચારની શુદ્ધિને અર્થે કાયોત્સર્ગ કરવાની શી જરૂર છે ? તે, સમજાવો ૩ ચારિત્ર, જ્ઞાનથી કેવી રીતે શ્રેષ્ઠ છે ? તેના દાખલા સાથે સમજાવો ૪ કાયોત્સર્ગ કેટલે પ્રકારે થાય છે ? ૫ કાયોત્સર્ગના નવ પ્રકાર કેવી રીતે છે ? તે સમજાવો ૬ ઉચ્છ્રિતોચ્છ્રિત કાઉસ્સગ્ગ કોને કહે છે ? ૭ ધર્માદિ ચાર ધ્યાનમાથી કોઇ પ્રકારનુ ધ્યાન ન થાય, તે કેવો કાઉસ્સગ્ગ કહેવાય છે ? ૮ ઉચ્છ્રિત નિષણ્ણ કાઉસ્સગ્ગ કેવી રીતે થાય છે ? ૯ નિષણ્ણોચ્છ્રિત કાઉસ્સગ્ગ કેવી રીતે થાય છે ? ૧૦ બેઠા બેઠા કરેલા કાઉસ્સગ્ગમા ધર્માદિ ચાર ધ્યાનમાથી કોઇ પણ ધ્યાન ન થાય, તે કેવો કાઉસ્સગ્ગ કહેવાય ? ૧૧ નિષણ્ણનિષણ્ણ કાઉસ્સગ્ગમા શું કરાય છે ? ૧૨ સૂતા રહી કરેલા કાઉસ્સગ્ગમા ધર્મ તથા શુક્લ ધ્યાન ધ્યાવાય તે કેવો કાઉસ્સગ્ગ કહેવાય છે ? ૧૩ સૂતા કરેલા કાઉસ્સગ્ગમા ચાર ધ્યાનમાહે એકે ધ્યાન ન ધ્યાવાય, તે કેવો કાઉસ્સગ્ગ

કહેવાય છે ? ૧૪ સૂતા રહેલા, કાઉસ્સગ્ગમાં આર્ત્ત તથા રૌદ્ર ધ્યાન ન ધ્યાવાય, તે કેવો કાઊસ્સગ્ગ કહેવાય છે ? ૧૫ તે નવ પ્રકારના કાયોત્સર્ગમાંહેથી અહીં કેવો કાઊસ્સગ્ગ કરવામાં આવે છે ?

---

# मुखपाठ ६ ठो.

## तस्स उत्तरी.

तस्स उत्तरीकरणेणं, पायच्छित्तकरणेणं, विसोहीकरणेणं, विसल्लीकरणेणं, पावाणं, कम्माणं, निग्घायणट्ठाए, ठामि, काउस्सग्गं ।

---

## शब्दार्थ.

तस्स તેની. उत्तरीकरणेणं ફરીને શુદ્ધિને અર્થે.
पायच्छित्तकरणेणं પ્રાયશ્ચિત કરવા માટે. विसोहीकरणेणं વિશેષ શુદ્ધિને અર્થે.
विसल्लीकरणेणं શલ્ય રહિત થવા માટે. पावाणं कम्माणं પાપ કર્મોનો.
निग्घायणट्ठाए ઘાત કરવાને અર્થે. ठामि કરૂં છું.
काउस्सग्गं કાઉસ્સગ્ગ.

### ભાવાર્થ.

જેની ફરીથી શુદ્ધિને અર્થે, પ્રાયશ્ચિત્ત કરવા માટે, તે પાપથી વિશેષ શુદ્ધ થવા માટે, શલ્ય રહિત થવા માટે, અને પાપ કર્મોનો ઘાત કરવાને અર્થે હું કાઉસ્સગ્ગ કરૂં છુ.

---

नीचेना मूल शब्दोना गुजराती अर्थ कहो.

काउसग्ग, निग्घायणट्ठाए, विसल्लीकरणेण, पायच्छित्तकरणेण, तस्स.

---

नीचेना गुजराती अर्थना मूल शब्दो कहो.

કરૂં છું, પાપ કર્મોનો, તે પાપથી વિશેષે શુદ્ધ થવા માટે, ફરીથી શુદ્ધિને અર્થે

---

## मुखपाठ ७ मो.

### अन्नत्थ उससिएणं.

अन्नत्थ उससिएण, निससिएण, खासिएण, छीएण, जंभाइएणं, उड्डूएणं, वायनिसग्गेण, भमलिए, पित्तमुच्छाए,

सुहुमेहिं, अंगसंचालेहिं, सुहुमेहिं, खेलसंचालेहिं, सुहुमेहिं, दिठ्ठिसंचालेहिं, एवमाइएहिं, आगारेहिं, अभग्गो, अविराहिओ, हुज्ज, मे, काउस्सग्गो, जाव अरिहंताणं, भगवंताणं, नमुक्कारेणं, न पारेमि, ताव, कायं ठाणेणं, मोणेणं, झाणेणं, अप्पाणं, वोसिरामि ॥

---

## શબ્દાર્થ.

अन्नत्थ બીજે [ નીચેની બાર બાબતો શિવાય. ]

खासिएणं ઉધરસ ખાવાથી.

जंभाइएणं બગાસું આવવાથી.

वायनिसग्गेणं અધોવાયુ આવવાથી.

पित्तमुच्छाए પિત્તવડે મૂર્છા આવવાથી.

अंगसंचालेहिं અંગ ચાલવાથી.

खेलसंचालेहिं બડખો આવવાથી.

एवमाइएहिं એ વગેરે.

आगारेहि આગારો ટાળીને.

अविराहिओ અવિરાધિત.

मे મારો.

जाव જ્યાં સુધી.

भगवंताणं ભગવંતોને.

न पारेमि ન પારૂં.

उससिएणं ઉંચો શ્વાસ લેવાથી.

निसासिएणं નીચો શ્વાસ લેવાથી.

छीएणं છીંક આવવાથી.

उड्डुएणं ઓડકાર આવવાથી.

भमलिए ચકરી આવવાથી.

सुहुमेहिं સૂક્ષ્મ.

सुहुमेहिं સૂક્ષ્મ.

सुहुमेहिं दिठ्ठिसंचालेहिं સૂક્ષ્મ દ્રષ્ટિ ચાલવાથી.

अभग्गो અખંડિત.

हुज्ज હો.

काउस्सग्गो કાઉસ્સગ્ગ.

अरिहंताणं અરિહંત.

नमुक्कारेणं નમસ્કાર કરીને.

ताव ત્યાં સુધી.

| | |
|---|---|
| કાય કાયાને | ઠાણેણ એક સ્થાનકે |
| મોણેણ મૌનપણે | ઝાણેણ ધ્યાનને વિષે |
| અપ્પાણ આત્માને | વોસિરામિ વોસરાવું છું. |

---

## ભાવાર્થ.

ઉંચો શ્વાસ લેવાથી, નીચો શ્વાસ લેવાથી, ઊધરસ ખાવાથી, છીંક આવવાથી, બગાસું આવવાથી, ઓડકાર ખાવાથી, અધોવાયુ આવવાથી, ચકરી આવવાથી, પિત્તવડે મૂર્છા આવવાથી, સૂક્ષ્મ અંગ ચાલવાથી, સૂક્ષ્મ બડખો આવવાથી, અને સૂક્ષ્મ દ્રષ્ટિ ચાલવાથી એ વિગેરે આગારો ટાળી, બીજે જ્યાં સુધી અરિહંત ભગવંતો નમસ્કાર કરીને મારો કાઊસ્સગ્ગ પારૂં નહીં, ત્યાં સુધી મારો કાઊસ્સગ્ગ અખંડિત અને અવિરાધિત હો, અને ત્યાં સુધી કાયાને એક સ્થાનકે મૌનપણે ધ્યાનને વિષે મારા આત્માને વોસરાવું છું.

---

## नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

वोसिरामि, झाणेणं, ठाणेणं, ताव, नमुक्कारेणं, जाव, मे, अविराहिओ, आगारेहिं, दिट्ठिसंचालेहिं, अंगसंचालेहिं, पित्तमुच्छाए, वायनिसग्गेण, जंभाइएण, खासिएणं, उससिएण.

नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

આત્માને, મૌનપણે, ત્યાં સુધી, નમસ્કાર કરીને, ઓડકાર આવવાથી, છીંક આવવાથી, નીચો શ્વાસ લેવાથી, બીજે.

---

# मुखपाठ ८ मो.

## लोगस्स भाग १ लो.

लोगस्स, उज्जोअगरे, धम्मतित्थयरे जिणे ।
अरिहंते, कित्तइस्सं, चउवीसंपि केवली ॥१॥

उसभमजियं च वंदे, संभवमभिणंदणं च सुमइं च ।
पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे ॥२॥

सुविहिं च पुप्फदंतं, सीयल सीज्जंस वासुपुज्जं च ।
विमलमणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥३॥

---

## शब्दार्थ.

लोगस्स લોકને.
उज्जोअगरे ઉદ્યોત કરનારા.
धम्मतित्थयरे ધર્મરૂપ તીર્થના કરનારા.
जिणे જિનોને.
अरिहंते અરિહંત ભગવાનેને.
कित्तइस्सं હું સ્તવીશ.
चउवीसंपि ચોવીશે.
केवली કેવળી ભગવાનોને પણ.

| | |
|---|---|
| उसभमजियं શ્રી ઋષભદેવને, અજિ- તનાથને | च અને |
| | वंदे હું વંદના કરૂં છું. |
| संभवमभिणंदणं च સંભવનાથ તથા અભિનંદન સ્વામીને | सुमइं च સુમતિનાથને |
| | पउमप्पहं પદ્મપ્રભને |
| सुपासं સુપાર્શ્વનાથને | जिणं च જિન એવા |
| चंदप्पहं ચંદ્રપ્રભને | वंदे હું વંદના કરૂં છું |
| सुविहिं च સુવિધિનાથને | पुप्फदंतं બીજું નામ પુષ્પદંતને |
| सीयल सिज्जंस શીતળનાથ તથા શ્રેયાંસને | वासुपुज्जं च વાસુપૂજ્ય સ્વામીને |
| | विमलमणंतं વિમળનાથ તથા અનંતનાથને |
| च जिणं અને જિન એવા | |
| धम्मं ધર્મનાથને | संतिं च અને શાંતિનાથને |
| वंदामि હું વંદના કરૂં છું | |

---

## भावार्थ.

લોકને ઉદ્યોત કરનારા, ધર્મરૂપ તીર્થને કરનારા, જિન એવા ચોવીશ અરિહંત ભગવાનોને, તથા બીજા કેવલી ભગવાનોને હું સ્તવીશ ઋષભદેવ, અજિતનાથ, સંભવનાથ, અભિનંદન, સુમતિનાથ, પદ્મપ્રભ, સુપાર્શ્વનાથ, ચંદ્રપ્રભ, સુવિધિનાથ અથવા પુષ્પદંત, શીતળનાથ, શ્રેયાંસ, વાસુપૂજ્ય, વિમળનાથ, અનંતનાથ, ધર્મનાથ, અને શાંતિનાથ જિન ભગવંતને હું વંદના કરૂં છું ૧–૨–૩

---

### नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

वंदामि, धम्मं, विमलमणंतं, सीयल सिज्जंस, सुविहिं, चंदप्पहं, सुपासं, सुमइं, उसभमजियं, चउवीसंपि, अरिहंते, धम्मतित्थयरे, लोगस्स.

---

### नीचेना गुजराती अर्थना मूल शब्दो कहो.

અને શાંતિનાથને, અને જિન એવા, વાસુપૂજ્ય સ્વામીને, બીજું નામ પુષ્પદંતને, હું વંદના કરૂં છું, જિન એવા, પદ્મપ્રભને, સંભવનાથ તથા અભિનંદન સ્વામીને, અને, કેવળી ભગવાનોને પણ, હું સ્તવીશ, જિનોને, ઉદ્યોત કરનારા.

---

## मुखपाठ ९ मो.

कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च ।
वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥

एवं मए अभिथुआ, विहुयरयमला पहीण जरमरणा ।
चउवीसंपि जिणवरा, तित्थयरा मे पसीयंतु ॥ ५ ॥

कित्तिय वंदिय महिया, जे ए लोगस्स उत्तमा सिद्धा ।
आरुग्ग बोहिलाभं, समाहिवरमुत्तमं दिंतु ॥ ६ ॥

## शब्दार्थ.

कुंथु કુંથુનાથને
अरं અરનાથને
च અને
मल्लिं મલ્લિનાથને
वंदे હું વંદના કરૂં છું
मुणिसुव्वय મુનિ સુવ્રત સ્વામીને
नमिजिणं च નમિનાથને
वंदामि હું વંદના કરૂં છું
रिट्ठनेमिं અરિષ્ટ નેમિને
पासं પાર્શ્વનાથને.
तह તથા
वद्धमाणं च વર્દ્ધમાન સ્વામીને
एवं એવી રીતે
मए મેં
अभिथुआ સ્તવેલા
विहुय ટાળ્યા છે.
रयमला કર્મરૂપ મેલને જેમણે.
पहीण ક્ષય કર્યા છે
जरमरणा જરા અને મરણ જેમણે
चउवीसंपि ચોવીશે પણ
जिणवरा સામાન્ય કેવળીઓમાં શ્રેષ્ટ
तित्थयरा તીર્થંકરો
मे મને
पसीयंतु પ્રસન્ન થાઓ
कित्तिय સ્તવે છે
वंदिय વાંદે છે
महिया પૂજે છે
जेए જે
लोगस्स લોકમાં
उत्तमा ઉત્તમ.
सिद्धा સિદ્ધ થયા છે
आरुग्ग આરોગ્ય
बोहिलाभं સમ્યગ્ દર્શનનો લાભ
समाहिवर પ્રધાન, સમાધિ.
उत्तमं ઉત્તમ
दिंतु આપો.

---

## भावार्थ.

શ્રી કુંથુનાથને, અરનાથને, મલ્લિનાથને, મુનિસુવ્રત સ્વા-

મીને તથા રાગ દ્વેષના જિતનારા નેમિનાથને હું વાંદું છું. તેમજ શ્રી અરિષ્ટનેમિને, પાર્શ્વનાથને અને વર્દ્ધમાન સ્વામીને હું વંદના કરૂં છું. ૪

જેમણે કર્મરૂપ રજ અથવા મેલ ટાળ્યા છે, જેમણે જરા તથા મરણનો ક્ષય કર્યો છે, અને જે સામાન્ય કેવળીમાં શ્રેષ્ટ છે, એવા જે ચોવીશે તીર્થંકરો મેં સ્તવ્યા છે, તે તથા બીજા પણ તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ. ૫

જેમને ( ઈંદ્રાદિક ) સ્તવે છે, વંદના કરે છે, પૂજા કરે છે, અને જેઓ લોકને વિષે ઉત્તમ સિદ્ધ થયા છે, તેઓ મને આરોગ્યતા, સમ્યગ્ દર્શનનો લાભ અને પ્રધાન ઉત્તમ સમાધિ આપો. ૬

---

## नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

दिंतु, समाहिवरं, आरुग्ग, उत्तमा, जेए, वंदिय, पसीयंतु, तित्थयरा, चउवीसंपि, पहीण, विहुय, मए, वद्धमाणं च, पासं, वंदामि, मुणिसुव्वयं, मल्लिं, अरं.

---

## नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

ઉત્તમ, સમ્યગ્ દર્શનનો લાભ, સિદ્ધ થયા છે, લોકમાં, પૂજે છે, સ્તવે છે, મને, સામાન્ય કેવળીઓમાં શ્રેષ્ટ, જરા અને

મગ્ણ જેમણે, કર્મરૂપ મેલને જેમણે, સ્તવેલા, એવી રીતે, તથા, અરિષ્ટ નેમિને, નેમિનાથને, હું વંદના કરૂં છું, અને, કુંથુનાથને

---

# मुखपाठ १० मो.

चंदेसु निम्मलयरा, आइचेसु अहियं पयासयरा ।
सागरवर गंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥

इच्छाकारेण संदिस्सह भगवन् गमणागमण आलोउंजी ॥

---

## શબ્દાર્થ.

| | |
|---|---|
| चंदेसु ચંદ્રના સમૂહથી | निम्मलयरा અતિ નિર્મળ. |
| आइचेसु સૂર્યના સમૂહથી | अहियं અધિક. |
| पयासयरा પ્રકાશ કરનારા | सागरवर गंभीरा સમુદ્રની પેઠે ગંભીર એવા. |
| सिद्धा સિદ્ધ ભગવાનો | |
| सिद्धिं સિદ્ધિને. | मम મને |
| दिसंतु આપો | इच्छाकारेण ઇચ્છાએ કરીને |
| संदिस्सह આજ્ઞા આપો | भगवन् હે ભગવન્ |
| गमणागमण જતાં આવતાં લાગેલાં પાપને | आलोउं આલોવવાને |

---

## ભાવાર્થ.

ચંદ્રના સમૂહથી અતિ નિર્મળ, સૂર્યના સમૂહથી અધિક પ્રકાશ કરનારા અને સમુદ્રની પેઠે ગંભીર એવા સિદ્ધ ભગવાનો મને સિદ્ધિ આપો.

( પછી ગમણાગમણની આજ્ઞા માગે છે. ) હે ભગવન્ ! જતાં આવતાં લાગેલાં પાપને આલોવવાને ઇચ્છાએ કરી આજ્ઞા આપો.

---

## नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

आलोउं, संदिस्सह, दिसंतु, सिद्धिं, अहियं, निम्मलयरा.

---

## नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

. જતાં આવતાં લાગેલાં પાપને, ઇચ્છાએ કરીને, મને, સમુદ્રની પેઠે ગંભીર એવા, પ્રકાશ કરનારા, સૂર્યના સમૂહથી, ચંદ્રના સમૂહથી.

---

# बोधपाठ ८ मो.

કાયોત્સર્ગ પાર્યા પછી, લોગસ્સનો પાઠ ભણી સામાયિકનુ પચ્ચખાણુ લેવાનુ છે, તે વખતે ગુરૂની આજ્ઞા લઇ મુહપત્તિ પડિલેહી ' करेमिभंते ' એ પાઠ લેવાનો છે, તેમા સામાયિક લેવાનુ પચ્ચખાણુ આવે છે. આ પાઠ વડિલના મુખથી બોલાય છે, તે પછી સામાયિક પારવાની ક્રિયા કરવામા આવે છે તે વખતે ખમાસમણુ આપી, ઇરિયાવહી પડિક્કમવાથી લોગસ્સ સુધીનો પાઠ ભણાય છે તે પછી મુહપત્તિ પડિલેહી હું યથાશક્તિ સામાયિક પારૂ, એમ કહી એક નવકાર ગણી ' સામાઇય વયજુત્તો ' એ પાઠ ભણાય છે, તે વખતે જમણો હાથ ચરવળા ઉપર અથવા કટાસણા ઉપર રાખવામા આવે છે અહીં છ આવશ્યક માહેલુ પહેલુ આવશ્યક પૂરૂ થાય છે. આ સામાયિક કરવાનો હેતુ ચારિત્રાચારની શુદ્ધિને માટે છે.

---

## सारांश प्रश्नो.

૧ સામાયિકનુ પચ્ચખાણુ શુ ભણ્યા પછી લેવાનુ છે? ૨ ' करेमिभंते ' એ પાઠમાં શુ આવે છે? ૩ તે પાઠ કોના મુખથી બોલાય છે? ૪ સામાયિકનુ પચ્ચખાણુ લીધા પછી શેની ક્રિયા કરવામા આવે છે? ૫ સામાયિક પારતી વખતે ખમાસમણુ આપી, ક્યા સુધીનો પાઠ ભણાય છે? ૬ તે પછી શુ શુ કરીને " સામાઇય વયજુત્તો " એ પાઠ ભણાય છે? ૭ તે પાઠ ભણતી વખતે જમણો હાથ ક્યા રાખવામા આવે છે?

# मुखपाठ ११ मो.

## सामायिकनुं पच्चखाण.

इच्छाकारी भगवन् पसाय करी, सामायिक दंडक उचेरावोजी.

करेमिभंते सामाइयं सावज्जं जोगं पच्चख्खामि, जाव नियमं पज्जुवासामि दुविहं तिविहेणं । मणेणं वायाए, काएणं, न करेमि न कारवेमि, तस्स भंते पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि ॥

---

### शब्दार्थ.

करेमि કરૂં છું.
भंते હે ભગવન્.
सामाइयं સામાઇક.
सावज्जं પાપકારી.
जोगं જોગનું.
पच्चख्खामि પચ્ચખાણ કરૂં છું.
जाव જ્યાં સુધી.
नियमं નિયમમાં.
पज्जुवासामि પર્યુપાસું છું [ સેવું છું. ]
दुविहं બે પ્રકારે.
तिविहेणं ત્રણ પ્રકારે.
मणेणं મને કરી.
वायाए વચને કરી.
काएण કાયાએ કરી.
न करेमि ન કરૂં.
न कारवेमि ન કરાવું
तस्स તે થકી.
भंते હે ભગવન્ !
पडिक्कमम्मि પાછો હઠું છું.
निंदामि આતમશાખે નિંદુ છું.

गरिहामि ગુરૂશાખે વિશેષે કરી નિંદુ છુ  अप्पाणं મારા આત્માને
वोसिरामि હુ પાપ થકી વોસરાવુ છુ

---

## ભાવાર્થ.

હે ભગવન્ ! હુ સામાયિક કરૂ છુ, અને પાપકારી યોગનુ પચ્ચખાણુ કરૂ છુ  જ્યા સુધી હુ નિયમમા પર્યુપાસુ [ સેવુ ] છુ, ત્યા સુધી બે પ્રકારે, ત્રણ પ્રકારે, મન, વચન અને કાયાએ કરી કરૂ નહિ, કરાવુ નહિ, અને હે ભગવન્ ! તે પાપથી પાછો હઠુ છુ, તેને આત્મશાખે નિંદુ છુ, ગુરૂશાખે વધારે નિંદુ છુ, અને મારા આત્માને પાપથકી વોસરાવુ છુ

---

## नीचेना मूल शब्दोना गुजराती अर्थ कहो.

वोसिरामि, गरिहामि, पडिक्कमामि, तस्स, न करेमि, वायाए, तिविहेणं, पज्जुवासामि, जाव, जोग, सामाइय, करेमि.

---

## नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो

મારા આત્માને, નિંદુ છુ, હે ભગવન્ ! ન કરાવુ, કાયાએ કરી, મને કરી, બે પ્રકારે, નિયમમા પચ્ચખાણુ કરૂ છુ, પાપકારી

---

# मुखपाठ १२ मो.

## सामायिक पारवानुं सूत्र भाग १ लो.

सामाइय वयजुत्तो, जावमणे होइ नियमसंजुत्तो ।
छिन्नइ असुहं कम्मं, सामाइअ जत्तिआ वारा ॥

---

### शब्दार्थ.

सामाइयवय સામાયિકના વ્રતથી.
जुत्तो યુક્ત.
जाव જ્યાં સુધી.
मणे મન.
होइ હોય.
नियमसंजुत्तो નિયમથી યુક્ત.
छिन्नइ છેદે છે—નાશ કરે છે.
असुहं અશુભ.
कम्मं કર્મ.
सामाइअ સામાયિક.
जत्तिआ वारा જેટલી વાર.

---

### भावार्थ.

સામાયિક વ્રતથી યુક્ત, જ્યાં સુધી મન તે નિયમથી સંયુક્ત હોય ત્યાં સુધી, જેટલી વાર સામાયિક કરે, તેટલી વાર તે અશુભ કર્મનો નાશ કરે છે.

---

नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

जत्तिआवारा, कम्मं, छिन्नइ, होइ, जाव, सामाइयवय.

---

नीचेना गुजराती अर्थना मूल शब्दो कहो.

સામાયિક, અશુભ, નિયમથી યુક્ત, મન, યુક્ત

---

# मुखपाठ १२ मो.

## सामायिक पारवानु सूत्र भाग २ जो.

सामाइअंमिउ कए, समणोइव सावओ हवइ जम्हा ।
एएण कारणेणं, वहुसो सामाइअं कुज्जा ॥

सामायिक विधि लीधुं, विधि पार्युं, विधि करतां, जे कोइ अविधि हुओ होय, ते सविहुं मन, वचन अने कायाए करी मिच्छामि दुकडं ॥

---

### शब्दार्थ.

| | |
|---|---|
| सामाइअमिउ સામાયિક. | कए કરતી વખતે |
| समणोइव સાધુની સમાન | सावओ શ્રાવક |
| हवइ હોય છે | जम्हा જે માટે |

एएण એ, कारणेणं કારણથી.
वहुसो બહુ વાર. सामाइअं સામાયિક.
कुज्जा કરે.

---

## भावार्थ.

જે માટે સામાયિક કરતી વખતે શ્રાવક સાધુની સમાન હોય છે, તે કારણથી શ્રાવક બહુ વાર સામાયિક કરે.

---

### नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

कुज्जा, वहुसो, एएण, हवइ, समणोइव, सामाइअंमिउ.

---

### नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

સામાયિક, કારણથી, જે માટે, શ્રાવક, કરતી વખતે.

---

# बोधपाठ ९ मो.

સામાયિક કરવાથી સર્વ સાવદ્ય યોગની વિરતિનો અધિકાર પ્રાપ્ત થાય છે. તે પછી ચૈત્યવંદન આવે છે. સામાયિક કરી શુદ્ધ થયેલો શ્રાવક પછી ચૈત્યવંદનનો અધિકારી થઇ શકે છે,

તેથી સામાયિક પછી ચૈત્યવંદનનો પાઠ આપેલો છે સામાયિક પૂર્ણ થતા તે પહેલુ આવશ્યક પૂરૂ થાય છે, અને બીજા ચતુર્વિંશતિ સ્તવ એટલે ચોવીશ તીર્થંકરોના નામનુ તથા ગુણનુ કીર્તનરૂપ બીજા આવશ્યકનો આરંભ થાય છે. એ સ્તવન કરવાથી દર્શનાચારની શુદ્ધિ થાય છે, અને વંદનથી પાચે આચારની શુદ્ધિ થાય છે. ચૈત્યવંદન કર્યા પહેલા ખમાસમણ આપવામા આવે છે તે ચૈત્યવંદનમા જગચિંતામણિ અને જંકિંચિના પાઠ બોલવામા આવે છે

---

## सारांश प्रश्नो.

૧ સામાયિક કરવાથી શેનો અધિકાર પ્રાપ્ત થાય છે ? ૨ તે પછી શું આવે છે ? ૩ શ્રાવક ચૈત્યવંદનનો અધિકારી શાથી થાય છે ? ૪ છ આવશ્યકમાહે પેહેલુ આવશ્યક ક્યા પૂરૂં થાય છે ? ૫ બીજું આવશ્યક કયુ કહેવાય છે ? ૬ સ્તવન કરવાથી શેની શુદ્ધિ થાય છે ? ૭ વંદન કરવાથી શેની શુદ્ધિ થાય છે ? ૮ ચૈત્યવંદન કર્યા પહેલા શુ કરવામા આવે છે ? ૯ ચૈત્યવંદનમા શેના પાઠ બોલવામા આવે છે ?

---

# मुखपाठ १४ मो.

## जगचिंतामणि चैत्यवंदन भाग १ लो.

इच्छाकारेण संदिसह भगवन् चैत्यवंदन करुं । इच्छं ।

जगचिंतामणि जगनाह, जगगुरु जगरक्खण ।
जगबंधव जगसत्थवाह, जगभाव विअक्खण
अट्ठावयसंठविय, रुवकम्मट्ठ विणासण ।
चउवीसंपि जिणवर, जयंतु अप्पडिहयसासण ॥ १ ॥

---

## શબ્દાર્થ.

जगचिंतामणि ભવ્ય જીવોને ચિંતામણિ રત્ન સમાન.
जगनाह ભવ્ય જીવોના નાથ.
जगगुरु સર્વ લોકના હિતને ઉપદેશ કરનાર.
जगरक्खण છ જીવ નિકાયના રક્ષક.
जगबंधव સમાન બોધવાળાના તથા સકળ જંતુના બંધુ.
जगसत्थवाह મોક્ષાભિલાષીના સાર્થવાહ.
जगभाव ષટ્દ્રવ્ય તથા નવ તત્વના સ્વરૂપને કહેવામાં.
विअक्खण વિચક્ષણ.
अठावय અષ્ટાપદ પર્વત ઉપર.
संठविरुव જેમનાં બિંબ સ્થાપન કરેલાં છે.
कम्मठ્ઠ આઠ કર્મને.
विणासण નાશ કરનારા.
चउवीसंपि ચોવીશ પણ.
जिणवर તીર્થંકરો.
जयंतु જય પામો.
अप्पडिहय કોઇથી હણાયું નથી.
सासण શાસન જેમનું.

---

## ભાવાર્થ.

ભવ્ય જીવોને ચિંતામણિ રત્ન સમાન, ભવ્ય જીવોના નાથ, સર્વ લોકને હિતનો ઉપદેશ કરનારા, છ જીવ નિકાયની

રક્ષા કરનારા, બોધવાળા જીવોના બંધુરૂપ, મોક્ષની ઇચ્છાવાળા પ્રાણીઓના સાર્થવાહ, ષટ્દ્રવ્ય તથા નવ તત્વના સ્વરૂપને કહેવામા વિચક્ષણ એવા, અષ્ટાપદ પર્વત ઉપર જેમના બિંબ સ્થાપન કરેલા છે એવા, આઠ કર્મને નાશ કરનારા, અને કોઇનાથી હણાય નહીં એવુ જેમનુ' શાસન છે, એવા ચોવીશ પણ તીર્થંકરો જય પામો

---

### नीचेना मूल शब्दोना गुजराती अर्थ कहो.

सासण, जयंतु, चउवीसंपि, कम्मट्ठ, अट्ठावय, जगभाव, जगबंधव, जगगुरु, जगचिंतामणि.

---

### नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

કોઈથી હણાયુ નથી, તીર્થંકરો, નાશ કરનાર, જેમના બિંબ સ્થાપન કરેલા છે, વિચક્ષણ, મોક્ષાભિલાષીના સાર્થવાહ, ૭ જીવ નિકાયના રક્ષક, ભવ્ય જીવોના નાથ

---

# मुखपाठ १५ मो.

## जगचिंतामणि चैत्यवंदन भाग २ जो.

कम्मभूमिहिं कम्मभूमिहिं, पढम संघयणि ।
उक्कोसयसत्तरिसय, जिण वराण विहरंत लब्भइ ॥

नवकोडिहिं केवलिण, कोडिसहस्स नव साहुगम्मइ ।
संपइ जिणवर वीस मुणि, विहुं कोडिहिं वरनाण ।
समणह कोडि सहसदुअ, थुणि जिअनिच्च विहाणि ॥ २॥

---

## શબ્દાર્થ.

कम्मभूमिहिं જ્યાં કર્મ વર્તે છે એવા.
कम्मभूमिहिं કર્મ ભૂમિના ક્ષેત્રોને વિષે.
पढम संघयणि પહેલી સંઘયણવાળા.
उक्कोसय ઉત્કૃષ્ટપણે.
सत्तरिसय એકસો સીત્તેર.
जिणवराण તીર્થંકરો.
विहरंत વિચરતા.
लब्भइ પામીએ.
नवकोडिहिं નવ ક્રોડ.
केवलिण કેવળી.
कोडिसहस्स ક્રોડ હજાર.
नव નવ.
साहु સાધુઓ.
गम्मइ જાણીએ.
संपइ વર્તમાન કાળે.
जिणवर તીર્થંકરો.
वीस વીશ.
मुणि મુનિઓ.
विहुं બે.
कोडिहिं ક્રોડ.
वरनाण ઉત્તમ કેવળજ્ઞાનવાળા.
समणह સાધુઓ.
कोडि ક્રોડ.
सहसदुअ બે હજાર.
थुणि સ્તવના કરીએ.
जिअनिच्चविहाणि નિત્ય પ્રભાતે.

---

## શબ્દાર્થ.

જ્યાં કર્મ એટલે હથીયાર, લેખ, અને ખેતીનાં કામ વર્તે છે, એવાં કર્મ ભૂમિનાં ક્ષેત્રોને વિષે પહેલી સંઘયણવાળા, ઉ-

ઉત્કૃષ્ટા એકસો સીત્તેર તીર્થંકરો વિચરે છે, નવ ક્રોડ કેવળજ્ઞાની અને નવ હજાર ક્રોડ સાધુઓ છે, એમ સિદ્ધાંતથી જાણીએ છીએ વર્તમાનકાળે ( શ્રી સીમંધર સ્વામી પ્રમુખ ) વીશ તીર્થંકરો ઉત્તમ કેવળજ્ઞાનના ધરનારા બે ક્રોડ મુનિઓ તથા બે હજાર ક્રોડ સાધુઓ હોય છે, તેઓની નિરંતર પ્રભાતે સ્તવના કરીએ છીએ

---

**नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.**

जिअनिच विहाणि, सहसदुअ, समणइ, कोडिहिं, मुणि, जिणवर, नम्मइ, नव, केवलिण, लब्भइ, जिणवराण, चक्कोसय, कम्मभूमिहिं ।

---

**नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.**

સ્તવના કરીએ, ક્રોડ, ઉત્તમ કેવળજ્ઞાનવાળા, બે, વીશ, વર્તમાનકાળે, સાધુઓ, નવ હજાર ક્રોડ, નવ ક્રોડ, વિચરતા, એકસો સીતેર, પહેલી સંઘયણવાળા, જ્યાં કર્મ વર્તે છે એવા

---

# मुखपाठ १६ मो.

## जगचिंतामणि चैत्यवंदन भाग ३ जो.

जयउ सामी जयउ सामी, रिसह सत्तुंजी ।
उज्जितपहु नेमिजिण, जयउ वीर सचउरिमंडण ॥

भरुअच्छहिं मुणिसुव्वय, मुहरि पास दुह दुरिअखंडण ।
अवरविदेहिं तित्थयरा, चिहुं दिसि विदिसि जिंकेवि ।
तीआणागय संपइअ, वंदुं जिण सव्वेवि ॥

---

## शब्दार्थ.

जयउ सामी સ્વામી જય પામો.

रिसह ઋષભદેવ ભગવાન્

सत्तुंजी શત્રુંજયને વિષે.

उज्जित શ્રી ગિરનાર પર્વત ઉપર.

पहु પ્રભુ.

नेमिजिण નેમિનાથ ભગવાન્

जयउ જય પામો.

वीर શ્રી વીર ભગવાન્

सच्चउरि સત્યપુરી ( સાચોર ) નગરના.

मंडण આભૂષણરૂપ.

भरुअच्छहिं ભરૂચને વિષે.

मुणिसुव्वय મુનિ સુવ્રત સ્વામી.

मुहरि મુહરિ ગામમાં.

पास શ્રી પાર્શ્વનાથ ભગવાન્

दुह દુઃખ.

दुरिय પાપના.

खंडण ખંડન કરનાર.

अवर બીજા.

विदेहिं પાંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે.

तित्थयरा તીર્થંકરો.

चिहुं ચાર.

दिसि દિશાઓમાં.

विदिसि વિદિશાઓમાં ( ખૂણામાં ).

जंकेवि જે કોઇપણ.

तीअ અતીત કાળ સંબંધી.

अणागय અનાગત–ભવિષ્ય કાળ સંબંધી.

संपइअ વર્ત્તમાનકાળ સંબંધી.

वंदुं હું વંદના કરૂં છું.

जिण જિનેશ્વરોને.

सव्वेवि સર્વ પણ.

---

## ભાવાર્થ.

શ્રી શત્રુંજય પર્વત ઉપર શ્રી ઋષભદેવ ભગવાન્ જય પામો શ્રી ગિરનાર પર્વત ઉપર શ્રી નેમિનાથ પ્રભુ જય પામો. સાચોર નગરના આભૂષણરૂપ શ્રી વીર ભગવાન્ જય પામો ભરૂચમા શ્રી મુનિ સુવ્રત સ્વામી અને મુહુરિ ગામમા શ્રી પાર્શ્વનાથ દુખ અને પાપને નાશ કરનારા છે પાચ મહાવિદેહ ક્ષેત્રને વિષે જે બીજા તીર્થંકરો છે, તથા ચાર દિશા અને ચાર વિદિશાઓમા જે કોઈપણ અતીત (ભૂત) કાળ, અનાગત કાળ, અને વર્તમાનકાળ સબધી તીર્થંકરો છે, તે સર્વેને હુ વદના કરૂ છુ

---

### नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

सव्वेवि, वंदुं, अणागय, जं केवि, दिसि, तित्थयरा, अवर, दुरिअ, पासं, मुणिसुव्वय, मंडण, वीर, नेमिजिण, उज्जित, रिसह.

---

### नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

જિનેશ્વરોને, વર્તમાનકાળ સબધી, અતીતકાળ સબધી, વિદિશાઓમા, ચાર, પાંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે, ખડન કરનાર, દુખ, મુહુરિ ગામમા, ભરૂચને વિષે, સત્યપુરી-સાચોર નગરના, જય પામો, પ્રભુ, શત્રુંજયને વિષે, સ્વામી જય પામો

---

# मूलपाठ १७ मो.

## जगचिंतामणि चैत्यवंदन भाग ३ जो.

सत्ताणवइ सहस्सा, लक्खा छप्पन्न अठ्ठ कोडीओ ।
बत्तीसयबासिआई, तिअलोए चेइए वंदे ॥
पनरस कोडिसयाइं, कोडी बायाल लक्ख अडवन्ना ।
छत्तीस सहस असियाइं, सासयबिंबाइं पणमामि ॥

---

### शब्दार्थ.

सत्ताणवइ સત્તાણું.
लक्खा લાખ.
अठ्ठ આઠ.
बत्तीसय બત્રીશ સો.
तिअलोए ત્રણ લોકને વિષે.
वंदे હું વંદના કરૂં છું.
कोडिसयाइं ક્રોડ.
बायाल બેંતાળીશ.
अडवन्ना અઠ્ઠાવન.
सहस હજાર.
सासय શાશ્વત.
पणमामि હું પ્રણામ કરૂં છું.

सहस्सा હજાર.
छप्पन्न છપ્પન.
कोडीओ ક્રોડ.
बासिआइं બાશી.
चेइए ચૈત્યોને.
पनरस પંદરસો.
कोडी ક્રોડ.
लक्ख લાખ.
छत्तीस છત્રીશ.
असियाइं એંશી.
बिंबाइं બિંબોને.

## ભાવાર્થ.

આઠ ક્રોડ, છપ્પન લાખ, સત્તાણુ હજાર, બત્રીશ સો ને બાશી ત્રણ લોકને વિષે જે જિન પ્રાસાદ છે, તેને હું વંદના કરૂં છું

ઉપર કહેલા જિન પ્રાસાદને વિષે પનર અબજ, બેતાલીશ ક્રોડ, અઠ્ઠાવન લાખ, છત્રીશ હજાર અને એંશી, જે શાશ્વતા જિનબિંબો છે, તેઓને હું વંદના કરૂં છું

---

## नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

पणमामि, सासय, सहस, अडवन्ना, वायाल, कोडिसयाइ, वंदे, तिअलोए, बत्तीसय, अठ्ठ, लक्खा, सत्ताणवइ.

---

## नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

બિંબોને, એંશી, છત્રીશ, લાખ, ક્રોડ, પંદરસો, ચૈત્યોને, બ્યાશી, છપ્પન, હજાર.

---

# मुखपाठ १८ मो.

## जंकिंचि सूत्र.

जंकिंचि नाम तित्थं, सग्गे पायालि माणुसे लोए ।
जाइं जिणबिंबाइं, ताइं सव्वाइं वंदामि ॥

---

### शब्दार्थ.

| | |
|---|---|
| जकिंचि જે કાંઇ. | नामतित्थं નામરૂપ તીર્થો છે. |
| सग्गे સ્વર્ગમાં. | पायालि પાતાળમાં. |
| माणुसेलोए મનુષ્ય લોકમાં. | जाइं જે. |
| जिणबिंबाइं જિનબિંબોને. | ताइं તે. |
| सव्वाइं સર્વને. | वंदामि હું વંદના કરૂં છું. |

---

### भावार्थ.

સ્વર્ગ, પાતાળ, અને મનુષ્ય લોકને વિષે જે કાંઇ નામરૂપ તીર્થો છે, તથા જે જિનબિંબો છે, તે સર્વને હું વંદના કરૂં છું.

---

**नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.**

**वंदामि, ताइं, जाइं, पायालि, नामतित्थं.**

નીચેના ગુજરાતી અર્થના મૂલ શબ્દો કહો.

સર્વને, જિનબિબોને, મનુષ્ય લોકમા, સ્વર્ગમા, જે કાંઈ

---

# बोधपाठ १० मो.

જકિંચિનો પાઠ બોલ્યા પછી નમુથ્થુણુ નો પાઠ આવે છે તે પાઠ બે હાથ જોડીને બોલવાનો છે તે નમુથ્થુણુ ને શક્રસ્તવ અથવા ઇંદ્રસ્તવ કહે છે **નમુથ્થુણુથી** માડીને ' જિયભયાણુ ' સુધી પહેલા અધિકારને વિષે જે તીર્થંકર થયા છે, કેવળજ્ઞાન પામ્યા છે, એવા ભવ્ય જીવોને વદના કહેલી છે. ' જેઅ અઇઆસિદ્ધા ' એ ગાથાવડે બીજા અધિકારને વિષે આગળ થશે, એવા દ્રવ્ય જીનોને વદના કહેલી છે આ બે અધિકાર નમુથ્થુણુ ને વિષે આવે છે શાસ્ત્રકાર પાચ દડકમાંહે આ શક્રસ્તવને પહેલુ શક્રસ્તવ દડક કહે છે

૧ શક્રસ્તવ દડક, ૩ ચૈત્યસ્તવ દડક, ૩ નામસ્તવ દંડક, ૪ શ્રુતસ્તવ દડક, અને ૫ સિદ્ધસ્તવ દડક એવા એ પાચ દંડકના નામ છે જ્યારે ઇંદ્ર પરમેશ્વરને સ્તવે છે, ત્યારે આ નમુથ્થુણુ નો પાઠ ભણીને સ્તવે છે તે ઉપરથી શક્ર એટલે ઇંદ્ર, તેણે ભગવતના જન્મ કલ્યાણક વખતે કરેલુ સ્તવ એટલે સ્તવન—અર્થાત્ શક્રસ્તવ એ નામ પડેલુ છે એ સ્તવનમા અનેક વિદ્યા મત્રો ગોપવેલા છે, તેથી નવ ગાથાઓમા નવ સપદા રહેલી છે

---

## સારાંશ પ્રશ્નો.

૧ નમુથ્થુણં'નો પાઠ શું બોલ્યા પછી આવે છે ? ૨ નમુથ્થુણં'ને શું કહે છે ? ૩ નમુથ્થુણં'માં કેટલા અધિકાર છે ? ૪ પહેલો અધિકાર ક્યાં સુધી ગણાય છે, અને તેમાં શું આવે છે ? ૫ બીજો અધિકાર ક્યાં સુધી ગણાય છે, અને તેમાં શું આવે છે ? ૬ શક્રસ્તવને કેટલામું દંડક કહેવાય છે ? ૭ પાંચે દંડક ક્યાં ? તેનાં નામ આપો. ૮ નમુથ્થુણં'ને શક્રસ્તવ કેમ કહે છે ? ૯ એ સ્તવનમાં શું ગોપવેલું છે, અને તેથી કેટલી સંપદા રહેલી છે ?

---

# मुखपाठ १९ मो.

## नमुथ्थुणं ( शक्रस्तव ) भाग १ लो.

नमुथ्थुणं, अरिहंताणं, भगवंताणं ॥ १ ॥ आइगराणं, तिथ्थयराणं, सयं संबुद्धाणं ॥ २ ॥ पुरिसुत्तमाणं, पुरिससीहाणं, पुरिसवर पुंडरीआणं, पुरिसवर गंधहथ्थीणं ॥ ३ ॥

---

## शब्दार्थ.

नमुथ्थुणं નમસ્કાર હો. अरिहंताणं અરિહંત. भगवंताणं ભગવાનોને. आइगराणं દ્વાદશાંગીના આદિ કરનારા. तिथ्थयराणं ધર્મ તીર્થના પ્રવર્ત્તાવનારા. सयं પોતાની મેળે.

सबुद्धाण तत्वना जाणु
पुरिससीहाण पुरुषोमा सिंह समान
वर प्रधान
पुरिस पुरुषोने विषे
गंधहत्थीण गंधहस्ती समान
पुरिसुत्तमाण पुरुषोमा उत्तम
पुरिस पुरुषोने विषे
पुंडरीआण कमळ समा।
वर प्रधान

---

## भावार्थ

દ્વાદશાંગીના પ્રથમ રચનારા, ધર્મ તીર્થના પ્રવર્ત્તાવનારા, પોતાની મેળે તત્વના જાણુનારા, સર્વ પુરૂષોમા ઉત્તમ, પુરૂષોમા સિંહ સમાન, પુરૂષોમા પ્રધાન, કમળ સમાન, અને પુરૂષોને વિષે ગંધહસ્તી સમાન, એવા અરિહંત ભગવાનોને નમસ્કાર છે ૧-૨-૩

---

### नीचेना मूल शब्दोना गुजराती अर्थ कहो.

गंधहत्थीण, पुरिस, वर, पुरिससीहाण, संबुद्धाणं, तित्थयराणं, भगवंताणं, नमुत्थुणं ।

---

### नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

કમળ સમાન, પુરૂષોમા ઉત્તમ, પોતાની મેળે, દ્વાદશાંગીના આદિ કરનારા, અરિહંત

---

# मुखपाठ २० मो.

## नमुथ्थुणं भाग २ जो.

लोगुत्तमाणं, लोगनाहाणं, लोगहिआणं, लोगपईवाणं, लोगपज्जोअगराणं ॥ ४ ॥ अभयदयाणं चख्खुदयाणं, मग्गदयाणं, सरणदयाणं, बोहिदयाणं ॥ ५ ॥ धम्मदयाणं, धम्मदेसियाणं, धम्मनायगाणं, धम्मसारहीणं, धम्मवरचाउरंत चक्कवट्टीणं ॥ ६ ॥

---

### शब्दार्थ.

लोगुत्तमाणं લોકમાં ઉત્તમ.

लोगनाहाणं લોકના નાથ.

लोगहिआण લોકના હિતકારી.

लोगपईवाणं લોકને વિષે દીપક સમાન.

लोगपज्जोअगराणं લોકને વિષે ઉદ્યાત કરનારા.

अभयदयाणं અભયદાન આપનારા.

चख्खुदयाणं અંતર ચક્ષુના ઉઘાડનારા.

मग्गदयाणं મોક્ષ માર્ગને આપનારા.

सरणदयाणं શરણ આપનારા.

बोहिदयाणं બોધિ બીજને આપનારા.

धम्मदयाणं ધર્મના આપનારા.

धम्मदेसियाणं ધર્મનો ઉપદેશ કરનારા.

धम्मनायगाणं ધર્મના નાયક.

धम्मसारहीण ધર્મના સારથિ.

धम्म ધર્મરૂપી.

वर પ્રધાન.

चाउरंत. ચાર ગતિનું અંત કરનાર.

चक्कवट्टीणं ચક્રને ધારણ કરનારા.

---

## ભાવાર્થ.

લોકમા ઉત્તમ, લોકના નાથ, લોકના હિતકારી, લોકને વિષે દીપક સમાન, લોકને વિષે ઉદ્યોત કરનાર, અભયદાન આપનારા, અંતર ચક્ષુના ઉઘાડનાર, મોક્ષ માર્ગને આપનારા, શરણ આપનારા, બોધિબીજને આપનારા, ધર્મના દાતા, ધર્મનો ઉપદેશ કરનાર, ધર્મના નાયક, ધર્મરૂપ રથના સારથિ, ચાર ગતિનું અંત કરનાર, ધર્મરૂપ ચક્રને ધારણ કરનાર એવા અરિહંત ભગવાનોને નમસ્કાર હો ૪-૫-૬

---

## નીચેના મૂલ શબ્દોના ગુજરાતી અર્થ કહો.

चक्कवट्टीणं, धम्मवर, धम्मनायगाणं, धम्मदयाण, सरणदयाण, चक्खुदयाणं, लोगपज्जोअगराणं, लोगहिआणं, लोगुत्तमाणं.

---

## નીચેના ગુજરાતી અર્થના મૂળ શબ્દો કહો.

ચાર ગતિનું અંત કરનાર, ધર્મના સારથિ, ધર્મનો ઉપદેશ કરનારા, બોધિબીજને આપનારા. મોક્ષ માર્ગને આપનાર, અભયદાન આપનાર, લોકને વિષે દિપક સમાન, લોકના નાથ.

---

# मुखपाठ २१ मो.

## नमुथ्थुणं भाग ३ जो.

अप्पडिहय वरनाण दंसणधराणं, विअट्टछउमाणं ॥७॥ जिणाणं जावयाणं, तिन्नाणं, तारयाणं, बुद्धाणं बोहयाणं, मुत्ताणं मोअगाणं, ॥ ८ ॥ सव्वन्नुणं सव्वदरिसिणं, सिवमयल मरुअमणंतमरकय मव्वावाह मपुणरावित्ती सिद्धिगइ नामधेयं, ठाणं संपत्ताणं, नमो जिणाणं, जिअभयाणं ॥ ९ ॥

---

## शब्दार्थ.

अप्पडिहय कोईथी हणाय नहीं तेवा. वर प्रधान.

नाण ज्ञान. दसण दर्शनने.

धराणं धारण करनारा. विअट्ट जे निवर्त्या छे.

छउमाणं छद्मस्थावस्थामांथी. जिणाणं पोते कर्मोने जितनार.

जावयाणं बीजाने कर्मोथी जिताडनार. तिन्नाणं पोते संसारथी तर्या.

तारयाणं बीजाने संसारथी तारनार. बुद्धाणं पोते तत्व जाण्यां.

बोहयाणं बीजाने तेनो बोध आपनार. मुत्ताणं पोते कर्मथी मुकाया.

मोअगाण बीजाने कर्मथी मुकावनार. सव्वन्नुणं सर्वज्ञ.

सव्वदरिसिणं सर्वदर्शी. सिव-उपद्रव रहित.

मचल अचळ. मरुअ रोग रहित.

मणत अनंत. मक्खय अक्षय.

| | |
|---|---|
| મવ્વાગ્રાહ બાધા રહિત | મપુણરાવિત્તી જ્યાથી ફરી અવતાર લેવો નથી એવુ |
| સિદ્ધિગઇનામધેય સિદ્ધગતિ એના નામવાળુ | ઠાણ સ્થાનને |
| સપત્તાણ પામેલા એવા | નમો નમસ્કાર હો |
| જિણાણ જિનેશ્વરોને | જિઅભવાણ જીત્યા છે ઇહ લોકાદિસાત ભય જેણે એવા |

## भावार्थ.

કોઈથી હણુાય નહીં તેવા પ્રધાન જ્ઞાન દર્શનને ધારણ કરનારા, જે છદ્મસ્થાવસ્થામાથી નિવૃત્ત થયેલા છે, જે પોતે કર્મોને જિતનારા, અને બીજાને જિતાડનારા છે, પોતે સસારથી તર્યા છે, અને બીજાને તારનારા છે, પોતે તત્વને જાણ્યા છે, અને બીજાને તેનો બોધ આપનારા છે, પોતે કર્મથી મુકાયા છે, અને બીજાને કર્મથી મુકાવનારા છે, જે સર્વજ્ઞ અને સર્વદર્શી છે, ઉપદ્રવ રહિત, અચળ, નિરોગી, અનત અક્ષય, નિરાબાધ, જ્યાથી ફરી અવતાર લેવા આવવાનુ નથી, એવા સિદ્ધિગતિ નામના સ્થાનને પામેલા, વળી જીત્યા છે ઇહિ લોકાદિ સાત ભવ જેણે, એવા જિનેશ્વરોને નમસ્કાર હો ૭-૮-૯

## नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

जिणाणं, संपत्ताणं, सिद्धिगइनामधेयं, मव्वावाह, मणंत, मयल, सव्वदरिसिणं, मोअगाण, वोहयाणं, तारयाणं, जावयाणं, छउमाण, धराणं, नाण, अप्पाडिहय, जिअभयाण.

### નીચેના ગુજરાતી અર્થના મૂળ શબ્દો કહો.

નમસ્કાર હો, સ્થાનને, જ્યાંથી ફરી અવતાર લેવો નથી, અક્ષય, રોગ રહિત, ઉપદ્રવ રહિત, સર્વજ્ઞ, પોતે કર્મથી મુકાયા, પોતે તત્વ જાણ્યા, પોતે સંસારથી તર્યા, પોતે કર્મોને જિતનાર, જે નિવર્ત્યા છે, દર્શનને, પ્રધાન, ભયને જિતનાર.

---

# मुखपाठ २२ मो.

## नमुथ्थुणं भाग ४ थो.

जेअ अईआ सिद्धा, जेअ भविस्संति णागए काले ।
संपइअ वट्टमाणा, सव्वे तिविहेण वंदामि ॥ १० ॥

---

### शब्दार्थ.

जेअ જેઓ.
अईआ અતીતકાળે.
सिद्धा સિદ્ધ થયા.
जेअ જેઓ.
भविस्संति સિદ્ધ થશે.
णागए काले અનાગતકાળને વિષે.
संपइअ જે વર્તમાન કાળે.
वट्टमाणा વિદ્યમાન છે.
सव्वे તે સર્વને.
तिविहेण મન, વચન, કાયાએ કરી.
वंदामि હું વંદના કરૂં છું.

---

### ભાવાર્થ.

જે અતીત કાળે સિદ્ધ થયેલા છે, જેઓ અનાગતકાળે સિદ્ધ થશે, અને જેઓ વર્ત્તમાનકાળે વિદ્યમાન છે, તે સર્વ જિનોને હું મન, વચન, કાયાથી વંદના કરૂં છું ૧૦

---

**नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.**

वंदामि, सव्वे, सपइअ, भविस्संति, सिद्धा, जेअ.

---

**नीचेना गुजराती अर्थना मूल शब्दो कहो.**

મન, વચન, કાયાએ કરી, વિદ્યમાન છે, અનાગતકાળને વિષે, જેઓ, અતીતકાળે

---

# मुखपाठ २३ मो.

## जावंति चेइआइं ( सूत्र ).

जावंति चेइआइं, उड्ढेअ अहेअ तिरिअ लोएअ ।
सव्वाइं ताइं वंदे, इह संतो तत्थ संताइं ॥ १ ॥

---

## શબ્દાર્થ.

| | |
|---|---|
| जावंति જેટલા. | चेइआइं ચૈત્યો છે. |
| उड्ढेअ ઉર્ધ્વલોકને વિષે. | अहेअ અધોલોકને વિષે. |
| तिरिअ लोएअ તિર્છાલોકને વિષે. | सव्वाइं સર્વને. |
| ताइं તે. | वंदे હું વંદના કરૂં છું. |
| इह અહીં. | सतो છતો. |
| तत्थ ત્યાં. | संताइं રહેલા. |

---

## ભાવાર્થ.

ઉર્ધ્વલોક, અધોલોક અને તિર્છાલોકને વિષે જેટલી જિન પ્રતિમાઓ છે, તે ત્યાં રહેલી સર્વ પ્રતિમાઓને હું અહીં રહ્યો છતો વંદના કરૂં છું. ૧

---

## નીચેના મૂળ શબ્દોના ગુજરાતી અર્થ કહો.

**संताइं, संतो, वंदे, सव्वाइं, अहेअ, चेइआइं.**

---

## નીચેના ગુજરાતી અર્થના મૂળ શબ્દો કહો.

ત્યાં, અહીં, તે, તિર્છાલોકને વિષે, ઉર્ધ્વલોકને વિષે, જેટલા.

---

# मुखपाठ २४ मो.

## जावंत केवि साहू.

जावंत केवि साहू, भरहेरवय महाविदेहे अ ।
सव्वेसिं तेसिं पणओ, तिविहेण तिदंड विरयाण ॥ १ ॥

---

## शब्दार्थ

जावंत જેટલા
केवि કોઇ પણ
साहू સાધુઓ
भरह ભરતક્ષેત્રને વિષે
एरवय ઐરવત ક્ષેત્રને વિષે
महाविदेहे મહાવિદેહ ક્ષેત્રને વિષે
अ અને
सव्वेसिं સર્વને.
तेसिं તે
पणओ પ્રણામ હો
तिविहेण મન, વચન કાયાએ કરીને
तिदंड ત્રણ દંડથી
विरयाणं નિવર્તેલા

---

## ભાવાર્થ.

પાચ ભરત, પાચ ઐરવત, અને પાચ મહાવિદેહ ક્ષેત્રને વિષે જેટલા કોઈ પણ સાધુઓ ત્રણ દંડથી નિર્વર્તેલા છે, તે સર્વને પ્રણામ હો. ૧

---

**नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.**

त्रियाणं, तिविहेण, तेसिं, अ, एरवय, साहू, जावंत.

---

**नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.**

ત્રણ દંડથી, પ્રણામ હો, સર્વને, મહાવિદેહ ક્ષેત્રને વિષે, ભરતક્ષેત્રને વિષે, કોઇ પણ.

---

# मुखपाठ २५ मो.

## उपसर्गहर स्तवन भाग १ लो.

उवसग्गहरं पासं, पासं वंदामि कम्मघणमुक्कं ।
विसहर विसनिन्नासं, मंगल कल्लाण आवासं ॥ १ ॥

विसहर फुलिंगमंतं, कंठे धारेइ जो सया मणुओ ।
तस्स गह रोगमारी, दुठ्ठजरा जंति उवसामं ॥ २ ॥

---

**शब्दार्थ.**

उवसग्ग ઉપસર્ગ ( વિઘ્ન )ને. हरं હરનાર.
पासं પાર્શ્વ નામનો યક્ષ જેને છે એવા. पासं પાર્શ્વનાથને.
वंदामि હું વાંદું છું. कम्मघण કર્મના સમૂહથી.

| | |
|---|---|
| મુક્ક મુક્તપેના | વિસહર વિષધર-સર્પના |
| વિસ વિષને | નિન્નાસ નાશ કરનારા છે |
| મગલ મંગળ અને | કલ્લાણ કલ્યાણના |
| આવાસ ઘરરૂપ છે | વિસહર વિસહરના |
| ફુલિંગમત ફુલિંગ નામના મંત્રને | કંઠે કંઠમા |
| ધારેઇ ધારણ કરે | જો જે |
| સયા હમેશાં | મણુઓ મનુષ્ય |
| તસ્સ તેના | ગહ ગ્રહ |
| રોગ રોગ | મારી મરકી |
| દુટ્ટ નઠારો | જરા તાવ |
| જન્તિ પામે છે | ઉવસામં શાંતિને |

---

## ભાવાર્થ.

જેમનો પાર્શ્વ નામનો યક્ષ વિઘ્નને હરનાર છે, એવા કર્મના સમૂહથી મુક્ત થયેલા, સર્પના વિષને નાશ કરનાર, અને મંગળ તથા કલ્યાણના ઘરરૂપ એવા શ્રી પાર્શ્વનાથ પ્રભુને હું વંદના કરૂં છું. જે મનુષ્ય હમેશા ફુલિંગ નામના મંત્રને કંઠને વિષે ધારણ કરે છે, તેના ગ્રહ, રોગ, મરકી, અને નઠારો જ્વર શાંત થઇ જાય છે ૧-૨

---

### નીચેના મૂળ શબ્દોના ગુજરાતી અર્થ કહો.

ઉવસામં, જરા, મારી, ગહ, મણુઓ, જો, કંઠે, વિસહર, કલ્લાણ, નિન્નાસં, મુક્કં, પાસં, ઉવસગ્ગ.

નીચેના ગુજરાતી અર્થના મૂળ શબ્દો કહો.

પામે છે, મ્હારો, રોગ, તેના, હમેશાં, ધારણ કરે, પુલ્લિંગ નામના મંત્રને, ઘરરૂપ છે, મંગળ, વિષને, કર્મના સમૂહથી, પાર્શ્વ નામનો યક્ષ, હરનાર.

---

# मुखपाठ २६ मो.

## उपसर्गहर स्तवन भाग २ जो.

चिट्ठउ दूरे मंतो, तुज्झ पणामोवि वहुफलो होई ।
नरतिरिएसुवि जीवा, पावंति न दुक्खदोहग्गं ॥ ३ ॥

तुह सम्मत्ते लद्धे, चिंतामणि कप्पपाय वप्भहिए ।
पावंति अविग्घेणं, जीवा अयरामरं ठाणं ॥ ४ ॥

इअ संथुओ महायस, भत्तिप्भरनिप्भरेण हिअएण ।
ता देव दिज्ज वोहिं, भवे भवे पासजिणचंद ॥ ५ ॥

---

### शब्दार्थ.

चिट्ठउ રહો.

दूरे દૂર.

मंतो મંત્ર.

तुज्ज તમારો.

पणामोवि નમસ્કાર પણ.

वहुफलो ઘણાં ફળવાળો.

જિનચંદ્ર ! હે દેવ ! એ પ્રમાણે ભક્તિના સમૂહથી ભરપૂર એવા હૃદયવડે સ્તુતિ કરેલા તમે ભવોભવ બોધિબીજ આપો. ૩-૪-૫

---

### नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

पास जिणचंद, बोहिं, देव, हिअएण, भत्तिब्भर, संथुओ, जीवा, पावंति, चिंतामणि, दोहग्गं, न, जीवा, नर, बहुफलो, तुज्ज, दूरे.

---

### नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

ભવભવને વિષે, આપો, તે કારણ માટે, પરિપૂર્ણ એવા, હે મોટા યશવાળા ! એ પ્રકારે, અજરામર, નિર્વિઘ્નપણે, કલ્પ-વૃક્ષથી અધિક, પામે છતે, તમારૂં, દુઃખ, પામે, તિર્યંચ પણ, થાય છે, નમસ્કાર પણ, મંત્ર, રહો.

---

# मुखपाठ २७ मो.

## जयवीयराय सूत्र.

जयवीयराय जगगुरु, होउ ममं तुह पभावओ भयवं ।
भवनिव्वेओ मग्गा, णुसारिआ इठ फलसिद्धि ॥ १ ॥

लोगविरुद्धचाओ, गुरुजणपूआ परत्थ करणं च ।
सुहगुरुजोगो तव्वय, ण सेवणा आभवमखंडा ॥ २ ॥

---

## शब्दार्थ.

| | |
|---|---|
| जय જય પામો | वीयराय હે વીતરાગ |
| जगगुरु હે જગતના ગુરૂ | होउ થાઓ |
| मम મને | तुह તમારા |
| पभावओ પ્રભાવથી | भयव હે ભગવન્ |
| भवनिव्वेओ ભવનું ઉદાસપણું | मग्गाणुसारिआ માર્ગાનુસારીપણું |
| इट्ठ फल ઇષ્ટ ફળની | सिद्धि સિદ્ધિ |
| लोगविरुद्धचाओ લોક વિરૂદ્ધનો ત્યાગ | गुरुजणपूआ વડિલ જનની પૂજા |
| परत्थकरण પરોપકાર કરવાપણું | च અને |
| सुहगुरुजोगो શુદ્ધ ગુરૂનો યોગ | तव्वयण તેમના વચનનો |
| सेवणा અંગીકાર | आभव જ્યાં સુધી ભવ કરવા પડે ત્યાં સુધી |
| अखंडा અખંડ | |

---

## भावार्थ

હે વીતરાગ ! હે જગતના ગુરૂ ! તમે જય પામો હે ભગવન્ ! તમારા પ્રભાવથી મને ભવનું ઉદાસપણુ, માર્ગાનુસારીપણું અને ઇષ્ટ ફળની સિદ્ધિ થાઓ. ૧

લોક વિરૂદ્ધનો ત્યાગ, વડિલ જનની પૂજા, પરોપકાર કરવાપણું, શુદ્ધ ગુરૂનો યોગ અને તેમનાં વચનનો અંગીકાર, એ બધું જ્યાં સુધી મારે સંસાર રહે, ત્યાં સુધી અખંડ રહેજો. ૨

---

## नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

अखंडा, सेवणा, सुहगुरुजोगो, परत्थकरणं, लोगविरुद्धच्चाओ, इट्ठ फलसिद्धि, भवनिव्वेओ, पभावओ, मम, जगगुरु, जय.

---

## नीचेना गुजराती अर्थना मूल शब्दो कहो.

જ્યાં સુધી ભવ કરવા પડે ત્યાં સુધી, તેમનાં વચનનો, અને, વડિલ જનની પૂજા, સિદ્ધિ, માર્ગાનુસારીપણું, હે ભગવન્! તમારા, થાઓ, હે વીતરાગ!

---

# मुखपाठ २८ मो.

### जयवीयराय सूत्र भाग २ जो.

वारिज्जइ जइवि निआ, ण वंधणं वीयराय तुह समए ।
तहावि मम हुज्ज सेवा, भवे भवे तुम्ह चलणाणं ॥ ३ ॥

दुक्खक्खओ कम्मक्खओ, समाहि मरण च बोहिलाभो अ।
सपज्जओ मह एअ, तुह नाह पणाम करणेणं ॥ ४ ॥

सर्व 'मंगल मांगल्यं, सर्व कल्याण कारण ।
प्रधानं सर्व धर्माणां, जैनं जयति शासनम् ॥ ५ ॥

---

## शब्दार्थ.

वारिज्जइ निषेध्यु छे
निआण बधण नियाणानुं बांधवु
तुह तमारा
तहवि तोपण
हुज्ज होज्जो
भवेभवे भवोभवने विषे
चल्णाण चरणनी
कम्मक्खओ कर्मनो क्षय
च अने
सपज्जओ प्राप्त थाओ
तुह तमने
पणाम करणेण प्रणाम करवाथी.
मागल्य मंगळरूप
कारण कारणरूप
सर्व धमाणा सर्व धर्मोमां
जयति जय पामे छे

जइवि जो के
वीयराय हे वीतराग !
समए सिद्धांतमां
मम मारे
सेवा सेवा
तुम्ह तमारा
दुक्खक्खओ दुःखनो क्षय
समाहिमरण समाधि मरण
बोहिलाभोअ बोधिबीजनो लाभ
महएअ मने.
नाह हे नाथ !
सर्व मगल सर्व मंगळिकमा
सर्व कल्याण सर्व कल्याणनुं
प्रधान प्रधान एवु
जैन जैन
शासन शासन

## ભાવાર્થ.

હે વીતરાગ ! તમારા સિદ્ધાંતમાં જો કે નિયાણું બાંધવું નિષેધ્યું છે, તોપણ મને ભવોભવ તમારાં ચરણોની સેવા હોજો. ૩

હે નાથ ! તમને પ્રણામ કરવાથી મને દુઃખનો ક્ષય, કર્મનો ક્ષય, સમાધિ મરણ તથા બોધિનો લાભ, એ ( ચાર ) પ્રાપ્ત થાઓ.

સર્વ મંગળિકનું મંગળ, સર્વ કલ્યાણનું કારણ અને સર્વ ધર્મોમાં પ્રધાન એવું જૈન શાસન જય પામે છે. ૫

---

## नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

शासनं, जैनं, प्रधानं, सर्व कल्याण, सर्व मंगल, नाह, महए्अं, बोहिलाभोअ, समाहिमरणं, दुक्खक्खओ, तुम्ह, सेवा, मम, समए, वीयराय, जइवि.

---

## नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

જય પામે છે, સર્વ ધર્મોમાં, કારણરૂપ, મંગળરૂપ, પ્રણામ કરવાથી, તમને, પ્રાપ્ત થાઓ, અને, કર્મનો ક્ષય, ચરણની, ભવોભવને વિષે, હોજો, તોપણ, તમારા, નિયાણાનું બાંધવું, નિષેધ્યું છે.

---

# बोधपाठ ११ मो.

" अरिहंत चेइआणं " એ બીજુ ચૈત્યસ્તવ દંડક કહેવાય છે એ ત્રીજા અધિકારમાં આવે છે તેનાથી એક દેરાસર માહેલી સર્વ પ્રતિમાઓને વંદના કરવાની છે. આ બધા અધિકારો દેવ વંદનનાજ કહેલા છે, તેમાં બધી મળીને ચાર સ્તુતિઓ આવે છે.

પહેલી સ્તુતિ એક જિનની છે દરેક સ્તુતિના જોડામા પ્રથમ સ્તુતિમાં અધિકાર પણ તેવોજ હોય છે, તેથીજ કાયોત્સર્ગ કરતી વખતે " अरिहंत चेइआणं करेमि काउस्सग्गं " એમ બોલવામા આવે છે બીજી સ્તુતિ સર્વ તીર્થંકરોની સાધારણ ભક્તિરૂપ છે, અને તે નામસ્તવ બોલ્યા પછી—

" सव्वलोए अरिहंत चेइआणं करेमि काउस्सग्गं "

એમ બોલી કાયોત્સર્ગ કર્યા પછી બોલવામા આવે છે ત્રીજી સ્તુતિ શ્રુત-સિદ્ધાતની હોય છે, અને તે શ્રુતસ્તવ બોલ્યા પછી " सुअस्स भगवओ करेमि काउस्सग्ग " એમ પાઠ ભણી કાયોત્સર્ગ કર્યા પછી બોલવામા આવે છે ચોથી સ્તુતિ સમ્યગ્દૃષ્ટિ દેવતાઓની છે, અને તે સિદ્ધસ્તવ બોલ્યા પછી " वैयावच्चगराण " એ સૂત્ર બોલી કાયોત્સર્ગ કરીને બોલવામા આવે છે. તેમા જે પહેલી ત્રણ સ્તુતિ બોલવામા આવે છે, તેના અધિષ્ઠાતાની છની નિમિત્તે ભક્તિનો લાભ મળે, તે માટે કાયોત્સર્ગ કરવામા આવે છે, અને તેમા " वंदण वत्तिआए " વગેરે ૭ પદ બોલવામા આવે છે તે ૭ પદોમા પ્રભુને વંદન

કરવાથી, વિવિધ પ્રકારે પૂજવાથી, આંગી, આભૂષણ વગેરેથી સત્કાર કરવાથી અને સ્તવન કરવાથી સમકિતનો લાભ થાઓ, અને ઉપસર્ગ—જન્મ મરણરૂપ વિઘ્ન દૂર થાઓ; એવા હેતુથી ત્રણ કાયોત્સર્ગ કરવામાં આવે છે.

આ ચૈત્યવંદન કહેતી વખતે પંચાંગ પ્રણામ કરી ઉભા થવું જોઈએ, અને પગે જિનમુદ્રા અને હાથે યોગમુદ્રા કરવી જોઈએ. બે ગોઠણ, બે હાથ, અને મસ્તકે પ્રણામ કરવો, તે પંચાંગ પ્રણામ કહેવાય છે. બે હાથની દશે આંગળી પરસ્પર આંતરાવાળી રાખી કમળના ડોડાને આકારે બે હાથ જોડી તેની કોણી પેટ ઉપર રાખવી, તે યોગમુદ્રા કહેવાય છે, અને જિનમુદ્રા પગને આશ્રીને કહેલી છે.

---

## सारांश प्रश्नो.

" अरिहंत चेइयाणं " એ કેટલામું દંડક કહેવાય છે, અને તે ક્યા અધિકારમાં આવે છે ? ૨ આનાથી કોને વંદના કરવાની છે ? ૩ આ અધિકાર કોનો છે, અને તેમાં કેટલી સ્તુતિઓ આવે છે ? ૪ પહેલી સ્તુતિ કોની છે, અને તેમાં શું બોલવામાં આવે છે ? ૫ સર્વ તીર્થંકરોની સાધારણ ભક્તિરૂપ કઈ સ્તુતિ છે, અને તે શું બોલ્યા પછી અને શું કર્યા પછી બોલવામાં આવે છે ? ૬ સમ્યગ્દૃષ્ટિ દેવતાઓની કઈ સ્તુતિ છે, અને તે શું બોલ્યા પછી કરવામાં આવે છે ? ૭ શ્રુત–સિદ્ધાંતની કઈ સ્તુતિ છે, અને તે કયું સ્તવ બોલી, કયો પાઠ ભણીને કરવામાં આવે છે ? ૮ અહીં કાયોત્સર્ગ કોની ભક્તિના લાભને માટે કરવામાં આવે છે, અને તેમાં કયો અને કેટલાં

પદ બોલવામા આવે છે ? ૯ ત્રણ કાયોત્સર્ગ કેવા હેતુથી કરવામા આવે છે ? ૧૦ ચૈત્યવદન કહેતી વખતે શુ કરવુ જોઇએ, અને કઇ કઇ મુદ્રા રાખવી જોઇએ ? ૧૧ પચાંગ પ્રણામ કોને કહે છે ? ૧૨ યોગમુદ્રા કોને કહે છે ? જિન મુદ્રા શેના આશ્રયથી થાય છે ?

---

# मुखपाठ २९ मो.

## अरिहंत चेइआणं सूत्र.

अरिहंत चेइआणं करेमि काउस्सग्गं ।

वदणवत्तिआए, पूअणवत्तिआए, सकारवत्तिआए, सम्माणवत्तिआए, बोहिलाभवत्तिआए, निरुवसग्गवत्तिआए ॥ २ ॥

सद्धाए, मेहाए, धीइए, धारणाए, अणुप्पेहाए, वड्ढमाणीए, ठामि काउस्सग्गं ॥ ३ ॥

---

### शब्दार्थ.

| | |
|---|---|
| अरिहंत અરિહંતની | चेइआणं પ્રતિમાને [ વાંદવા માટે ] |
| करेमि હુ કરૂ છું | काउस्सग्गं કાયોત્સર્ગ |
| वंदणवत्तिआए વાદવાને નિમિત્તે | पूअणवत्तिआए પૂજા કરવાને નિમિત્તે |

सक्कारवत्तिआए સત્કાર કરવાને નિમિત્તે. सम्माणवत्तिआए સન્માનને નિમિત્તે.
बोहिलाभवत्तिआए બોધિલાભને નિમિત્તે. निरुवसग्गवत्तिआए ઉપસર્ગ રહિત સ્થાન [ મોક્ષ ] પામવા નિમિત્તે.
सद्धाए શ્રદ્ધાથી.
मेहाए નિર્મળ બુદ્ધિથી.
धीइए ચિત્તની સ્થિરતાથી.
धारणाए ધારણાપૂર્વક.
अणुप्पेहाए વારંવાર વિચારીને.
वड्ढमाणीए વધતા પરિણામે.
ठामि કરૂં છું.
काउस्सग्गं કાયોત્સર્ગને.

---

## ભાવાર્થ.

અરિહંતની પ્રતિમાને વાંદવાને અર્થે હું કાયોત્સર્ગ કરૂં છું.

વાંદવાને નિમિત્તે, પૂજા કરવાને નિમિત્તે, સત્કારને નિમિત્તે, સન્માનને નિમિત્તે, બોધિલાભને નિમિત્તે, અને મોક્ષ સ્થાન પામવા નિમિત્તે, શ્રદ્ધાથી, નિર્મળ બુદ્ધિથી, અને ચિત્તની સ્થિરતાથી ધારણાપૂર્વક વારંવાર વિચારી, વધતા પરિણામે હું કાયોત્સર્ગ કરૂં છું. ૧–૨–૩

---

## नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

**काउस्सग्गं, वड्ढमाणीए, धारणाए, मेहाए, निरुवसग्गवत्तिआए, सम्माणवत्तिआए, पूअणवत्तिआए, चेइआणं.**

---

**નીચેના ગુજરાતી અર્થના મૂળ શબ્દો કહો.**

કરૂ છુ, વારવાર વિચારીને, ચિત્તની સ્થિરતાથી, શ્રદ્ધાથી, બોધિલાભને નિમિત્તે, સત્કાર કરવાને નિમિત્તે, વાંદવાને નિમિત્તે, હુ કરૂ છુ, અરિહંતની

---

# मुखपाठ ३० मो.

## परमेष्टि नमस्कार सूत्र.

" नमोऽर्हत्सिद्धाचार्योपाध्याय सर्व साधुभ्यः । "

---

### शब्दार्थ.

| | |
|---|---|
| नम नमस्कार हो | अर्हत् अरिहंत |
| सिद्ध सिद्ध | आचार्य आचार्य |
| उपाध्याय ઉપાધ્યાય | सर्व साधुभ्य सर्व साधुઓને |

---

### भावार्थ.

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, અને સર્વ સાધુઓને નમસ્કાર હો

---

# मूखपाठ १७ मो.

## कल्याणकंद स्तुति भाग १ लो.

कल्लाणकंदं पढमं जिणंदं,
संतिं तओ नेमिजिणं मुणिंदं ।
पासं पयासं सुगुणिक्कठाणं,
भत्तीइ वंदे सिरि वद्धमाणं ॥ १ ॥

अपार संसारसमुद्दपारं,
पत्ता सिवं दिंतु सुइक्कसारं ।
सव्वे जिणंदा सुरविंद वंदा,
कल्लाणवल्लीण विसालकंदा ॥ २ ॥

---

### शब्दार्थ.

कल्लाणकंदं કલ્યાણના મૂળ.
पढमं પહેલા.
जिणंदं શ્રી જિનેંદ્રને.
संति શ્રી શાંતિનાથને.
तओ તે પછી.
नेमिजिणं શ્રી નેમિજિનને.
मुणिंदं મુનિઓના ઇંદ્ર.
पासं શ્રી પાર્શ્વનાથને.
पयासं ત્રણ ભુવનને પ્રકાશ કરનારા.
सुगुणिक्कठाणं સારા ગુણોના એક સ્થાનરૂપ.
भत्तीइ ભક્તિથી.
वंदे હું વંદના કરૂં છું.
सिरिवद्धमाणं શ્રી વર્દ્ધમાન સ્વામીને.
अपार જેનો પાર નથી એવા.
संसार समुद्द સંસારરૂપ સમુદ્રના;
पारं પારને.

पत्ता પામેલા

दितु આપો

सव्व બધા

जिणदा જિનેદ્રો

मदा વંદાએલા

विसालकदा વિશાળ મૂળીયારૂપ

सिव મોક્ષને

सुइकसार સર્વ પવિત્ર વસ્તુઓને વિષે સારરૂપ

सुरविंद દેવતાના સમૂહથી

कल्लाणवल्लीण કલ્યાણરૂપ વેલના.

## ભાવાર્થ

કલ્યાણના મૂળરૂપ શ્રી પહેલા જિનેદ્રને, શ્રી શાંતિનાથને, મુનિઓના ઇંદ્ર શ્રી નેમિનાથને, ત્રણ ભુવનને પ્રકાશ કરનારા તથા સારા ગુણોના એક સ્થાનરૂપ શ્રી પાર્શ્વનાથને અને શ્રી વર્દ્ધમાન સ્વામીને હું ભક્તિથી વંદના કરૂં છું ૧

જેનો પાર નથી એવા સંસારરૂપ સમુદ્રના પારને પામેલા, દેવતાના સમૂહથી વંદાએલા અને કલ્યાણરૂપ વેલના વિશાળ મૂળીયારૂપ એવા સર્વ જિનેદ્રો મને સર્વ પવિત્ર વસ્તુઓમાં સારરૂપ એવા મોક્ષને આપો ૨

---

### नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

विसालकंदा, वंदा, जिणंदा, सुइकसारं, सिवं, पार, अपार, वंदे, सुगुणिकठाणं, पास, नेमिजिणं, संतिं, पढम.

## નીચેના ગુજરાતી અર્થના મૂળ શબ્દો કહો.

કલ્યાણરૂપ વેલના, દેવતાના સમૂહથી, બધા, આપો, પામેલા, સંસારરૂપ સમુદ્રના, શ્રી વર્દ્ધમાન સ્વામીને, ભક્તિથી, ત્રણ ભુવનને પ્રકાશ કરનારા, મુનિઓના ઇંદ્ર, તે પછી, શ્રી જિનેંદ્રને, કલ્યાણના મૂળ.

---

# मूलपाठ ३२ मो.

## कल्याण कंद स्तुति भाग २ जो.

निव्वाणमग्गे वरजाणकप्पं,
पणासिया सेस कुवाइ दप्पं ।
मयं जिणाणं सरणं बुहाणं,
नमामि निच्चं तिजगप्पहाणं ॥ ३ ॥

कुंदिंदु गोखीर तुसार वन्ना,
सरोजहत्था कमले निसन्ना ।
वाएसिरी पुत्थय वग्ग हत्था,
सुहाय सा अम्ह सया पसत्था ॥ ४ ॥

---

## शब्दार्थ.

निव्वाणमग्गे मोक्ष मार्गने विषे. वर प्रधान.
जाणकप्पं रथ समान. पणासिय नाश करनारा.

असेस બધા
दप्प ગર્વને
जिणाण જિનેશ્વરોના
बुहाण તત્વવેત્તાઓને
निच्च હમેશા
कुंद ડોલરનાં પુષ્પ.
इंदु ચંદ્ર
तुसार હિમના જેવા
सरोज કમળ
कमले કમળને વિષે.
वाएसिरी શ્રુતદેવી
वग्ग સમૂહ
सुहाय સુખને અર્થે
अम्ह અમને
पमत्या ઉત્તમ એવી

कुवाइ કુવાદીઓના
मय મતને
सरण આધારરૂપ
नमामि હુ નમુ છુ
तिजगप्पहाण ત્રણ જગતને વિષે
પ્રધાન
गोखीर ગાયનું દુધ
वन्ना વર્ણવાળી
हत्या જેના હાથમાં છે
निसन्ना બેઠેલી.
पुत्थय પુસ્તકનો.
हत्या જેના હાથમા છે
सा તે
सया હમેશા.

---

## ભાવાર્થ.

મોક્ષ માર્ગને વિષે પ્રધાન રથ સમાન, સર્વ કુવાદીઓના ગર્વને નાશ કરનાર, તત્વવેત્તાઓને આધારભૂત અને ત્રણ જગતને વિષે પ્રધાન એવા જિનેશ્વરોના મતને હુ હમેશા નમસ્કાર કરૂ છુ ૩

ડોલરનુ પુષ્પ, ચદ્ર, ગાયનું દુધ, અને હિમના જેવા વર્ણુવાળી, જેના હાથમા કમળ છે, જે કમળ ઉપર બેઠેલી છે,

અને પુસ્તકનો સમૂહ જેના હાથમાં છે, એવી ઉત્તમ શ્રુતદેવી મને હમેશાં સુખને અર્થે થાઓ. ૪

---

### नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

पसत्था, अम्ह, सुहाय, वग्ग, वाएसिरी, कमले, सरोज, तुसार, इंदु, तिजगप्पहाणं, नमामि, सरणं, मयं, कुवाइ, पणासिय, वर.

---

### नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

હમેશાં, તે, જેના હાથમાં છે, પુસ્તકનો, બેઠેલી, જેના હાથમાં છે, વર્ણવાળી, ગાયનું દુધ, ડોલરનાં ફુલ, હમેશાં, તત્વ-વેત્તાઓને, જિનેશ્વરોના ગર્વને, બધા, રથ સમાન, મોક્ષ માર્ગને વિષે.

---

# सुखपाठ ३३ मो.

## संसार दावानळ स्तुति भाग १ लो.

संसार दावानल दाह नीरं,
संमोह धूळीहरणे समीरम् ।
माया रसादारण सारसीरम्,
नमामि वीरं गिरिसार धीरम् ॥ १ ॥

## શબ્દાર્થ.

| | |
|---|---|
| સંસાર સંસારરૂપ. | દાવાનલ દાવાનળના |
| દાહ તાપને [ ઓલવવામાં ] | નીર પાણી સમાન. |
| સમોહ મોહરૂપી | ધૂલી ધુળને. |
| હરણે દૂર કરવામાં | સમીર પવન સમાન |
| માયા માયા—કપટરૂપી | રસા પૃથ્વીને |
| દારણ ખો વામા | સાર તીક્ષ્ણ |
| સીરમ્ હળ સમાન. | નમામિ હું નમુ છુ |
| વીર શ્રી વીર ભગવાનૂને | ગિરિ પર્વતના |
| સાર સત્વની જેમ. | ધીરમ્ ધીર એવા |

---

## ભાવાર્થ.

સસારરૂપ દાવાનળના તાપને ઓલવવામા જળ સમાન, મોહરૂપી ધુળને દૂર કરવામાં પવન સમાન, માયારૂપી પૃથ્વીને ખોદવામા તીક્ષ્ણ હળના જેવા, અને પર્વતના સત્વના જેવા ધીર, એવા શ્રી વીર ભગવાનૂને હું નમસ્કાર કરૂ છુ ૧

---

## નીચેના મૂળ શબ્દોના ગુજરાતી અર્થ કહો.

ધીરમ્, ગિરિ, નમામિ, સાર, રસા, સમીરમ્, ધૂલી, નીરં, દાવાનલ.

---

### નીચેના ગુજરાતી અર્થના મૂળ શબ્દો કહો.

સત્વની જેમ, શ્રી વીર ભગવાનને, હુળ સમાન, ખોદવામાં, માયા—કપટરૂપી, દૂર કરવામાં, મોહરૂપી, તાપને ઓલવવામાં સંસારરૂપ.

---

## मुखपाठ ३४ मो.

### संसार दावानल स्तुति भाग २ जो.

भावावनाम सुरदानव मानवेन,
चूलाविलोल कमलावलि मालितानि ।
संपूरिताभिनत लोक समीहितानि,
कामं नमामि जिनराजपदानि तानि ॥ २ ॥

---

### શબ્દાર્થ.

भाव ભાવપૂર્વક.
अवनाम નમસ્કાર કરનારા.
सुर દેવ.
दानव દાનવ.
मानव મનુષ્યના.
इन સ્વામીઓના.
चूला મુગટને વિષે રહેલા.
विलोल ચપળ એવા.
कमल કમળોની.
आवलि શ્રેણીથી.
मालितानि પૂજાએલા.
संपूरित સારી રીતે પૂરેલા છે.
अभिनत નમસ્કાર કરનારા.
लोक લોકોના.

| | |
|---|---|
| समीहितानि वाछित | काम अत्यंत |
| नमामि हुं नमस्कार करुं छुं | जिनराज जिन भगवंतना |
| पदानि चरणोने | तानि ते |

---

## भावार्थ.

ભાવપૂર્વક નમસ્કાર કરનારા, એવા દેવ તથા દાનવોના સ્વામીઓના મુગટને વિષે રહેલા ચપળ, એવા કમળોની શ્રેણીથી પૂજાએલા, અને જેમણે નમસ્કાર કરનારા લોકોના વાછિત પૂરેલા છે, એવા તે શ્રી જિન ભગવતના ચરણોને હું અત્યત નમસ્કાર કરૂં છું ૨

---

## नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

तानि, जिनराज, कामं, लोक, संपूरित, आवलि, विलोल, इन, दानव, अवनाम.

---

## नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

ચરણોને, હું નમસ્કાર કરૂં છું, વાછિત, નમસ્કાર કરનારા, પૂજાએલા, કમળોની, મુગટને વિષે રહેલા, મનુષ્યના, દેવ, ભાવપૂર્વક.

---

# मुखपाठ २५ मो.

## संसार दावानल स्तुति भाग २ जो.

बोधागाधं सुपद पदवी नीर पूराभिरामं,
जीवाहिंसा विरललहरी संगमा गाहदेहम् ।
चूलावेलं गुरुगममणी संकुलं दूरपारं,
सारं वीरागमजलनिधिं सादरं साधू सेवे ॥ २ ॥

---

### शब्दार्थ.

बोधागाधं જ્ઞાનથી ગંભીર.
सुपद સારાં પદોની.
पदवी રચનારૂપ.
नीर पूर જળના પૂરવડે.
अभिराम મનોહર.
जीवाहिंसा જીવોની અહિંસારૂપ.
अविरल આંતરા રહિત.
लहरी તરંગોના.
संगम મળવાથી.
अगाह અગાધ.
देहम् સ્વરૂપવાળા.
चूला સિદ્ધાંતોની ચૂલિકારૂપ.
वेलं વેલવાળા.
गुरु મોટા.
गम પાઠરૂપ.
मणी રત્નોથી.
सकुलं ભરપૂર.
दूर पारं દૂર છે કાંઠો જેનો.
सारं પ્રધાન.
वीरागम વીર ભગવાનના આગમરૂપ.
जलनिधिं સમુદ્રને.
सादरं આદર સહિત.
साधु સારી રીતે.
सेवे હું સેવું છું.

## ભાવાર્થ

જ્ઞાનથી ગંભીર, સારા પદોની રચનારૂપ જળના પૂરથી મનોહર, જીવોની રક્ષારૂપ આતંગ રહિત તરંગોના પરસ્પર મળવાથી અગાધ સ્વરૂપવાળા, સિદ્ધાંતોની ચૂલીકારૂપ વેળવાળા, મોટા પાઠરૂપ રત્નોથી ભરપૂર અને જેનો કાંઠો દૂર છે, એવા પ્રધાન શ્રીવીર ભગવાનના આગમરૂપ સમુદ્રને હું આદર સહિત સારી રીતે સેવું છું ૩

---

### नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

सेवे, सादरं, वीरागम दूरपारं, मणी, गुरु, चूला, अगाह, लहरी, जीवाहिंसा, नीरपूर, सुपद.

---

### नीचेना गुजराती अर्थना मूल शब्दो कहो.

સારીરીતે, સમુદ્રને, પ્રધાન, ભરપૂર, પાઠરૂપ, વેળવાળા, સ્વરૂપવાળા, મળવાથી, આતંગ રહિત, મનોહર, રચનારૂપ, જ્ઞાનથી ગંભીર

# मुखपाठ ३६ मो.

## संसार दावानल स्तुति भाग ४ थो.

आमूलालोल धूली बहुल परिमला लीढ लोलालि माला,
झंकारा रावसारा मलदल कमलागार भूमी निवासे ।
छाया संभार सारे वर कमलकरे तारहाराभिरामे,
वाणी संदोह देहे भव विरहवरं देहि मे देवि सारम् ॥ ४ ॥

---

## शब्दार्थ.

| | |
|---|---|
| आमूल મૂળ સુધી. | आलोल ડોલતા. |
| धूली પરાગના રજના. | बहुल ઘણાં. |
| परिमल સુગંધને વિષે. | आलीढ આસક્ત. |
| लोल ચપળ | अलि ભમરાઓની. |
| माला પંક્તિઓના. | झंकार ઝંકારના. |
| आराव શબ્દોથી શ્રેષ્ઠ. | अमल નિર્મળ. |
| दल પત્રવાળાં. | कमल કમળરૂપ. |
| आगार ઘરની. | भूमि ભૂમિમાં. |
| निवासे જેનો નિવાસ છે એવા. | छाया કાંતિના. |
| संभार સમૂહથી. | सारे સુશોભિત. |
| वर પ્રધાન. | कमलकरे કમળ જેના હાથમાં છે. |
| तार દેદીપ્યમાન. | हार હારવડે. |

| | |
|---|---|
| अभिरामे મનોહર | वाणी દ્વાદશાંગીરૂપ વાણીનો |
| सदोहदेहे સમૂહ જેનો દેહ-સ્વરૂપ છે. | भवविरह મોક્ષરૂપ વરદાન. |
| देहि આપો | मे મને |
| देवि હે દેવિ | सार પ્રધાન. |

## भावार्थ.

મૂળ સુધી ડોલતા પરાગના રજના ઘણા સુગંધને વિષે આસક્ત એવા ચપળ ભમરાઓની પંક્તિઓના ઝંકારના શબ્દોથી શ્રેષ્ઠ એવા નિર્મળ પાખડીવાળા કમળરૂપ ઘરની ભૂમિમાં જેનો નિવાસ છે, જે કાંતિના સમૂહથી સુશોભિત છે, પ્રધાન કમળ જેના હાથમા છે, જે દેદીપ્યમાન હારવડે મનોહર છે, અને દ્વાદશાંગીરૂપ વાણીનો સમૂહ જેનું સ્વરૂપ છે, એવા હે શ્રુતદેવી ! તમે મને પ્રધાન મોક્ષરૂપ વરદાન આપો. ૪

## नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

सारं, मे, भवविरह, वाणी, हार, कमलकरे, सारे, छाया, भूमि, कमल, अमल, झंकार, अलि, आलीढ, बहुल, आलोल.

## नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

હે દેવી, આપો, સમૂહ જેનો દેહ સ્વરૂપ છે, મનોહર,

દેદીપ્યમાન, પ્રધાન, સમૂહુથી, જેનો નિવાસ છે એવા, ઘરની, પત્રવાળા, શબ્દોથી શ્રેષ્ઠ, પંક્તિઓના, ચપળ, સુગંધને વિષે, પરાગના રજનાં મૂળ સુધી.

---

# मुखपाठ ३७ मो.

## श्रुतस्तव सूत्र भाग १ लो.

पुक्खरवरदीवड्ढे, धायइसंडे अ जंवुदीवे अ ।
भरहेरवय विदेहे, धम्माइगरे नमंसामि ॥ १ ॥
तम तिमिर पडल विद्धं, सणस्स सुरगण नरिंद महिअस्स ।
सीमाधरस्स वंदे, पफ्फोडिअ मोहजालस्स ॥ २ ॥

---

## शब्दार्थ.

पुक्खरवर પુષ્કરવર નામના. दीवड्ढे અર્ધ દ્વીપમાં.
धायइसंडे ધાતકી ખંડને વિષે. अ અને.
जंवुदीवे अ જંબૂદ્વીપની અંદર. भरह ભરતક્ષેત્રને વિષે.
इरवय ઐરાવતક્ષેત્રને વિષે. विदेहे મહા વિદેહક્ષેત્રને વિષે.
धम्माइगरे ધર્મના આદિ કર્તાને. नमंसामि હું નમસ્કાર કરૂં છું.
तम અજ્ઞાનરૂપી. तिमिर અંધકારના.
पडल સમૂહનો. विद्धंसणस्स નાશ કરનાર.
सुरगण દેવતાના ગણના. नर મનુષ્યોના.

| | |
|---|---|
| ઇંદ ઇંદ્રોએ | મહિઅસ્સ પૂજેલા |
| સીમાધરસ્સ મર્યાદામા રાખનારા | વંદે હુ વદના કરૂ છુ |
| પપ્ફોડિય તોડી નાખ્યુ છે | મોહજાલસ્સ મોહ જાળ જેણે |

---

## ભાવાર્થ.

પુષ્કરવર નામના અર્ધ દ્વીપમા, ધાતકીખડમા, જબૂદ્વીપમા, ભરત, ઐરાવત અને મહાવિદેહ ક્ષેત્રમા ધર્મના આદિ કર્ત્તાને હુ નમસ્કાર કરૂ છુ ૧

અજ્ઞાનરૂપી અંધકારના સમૂહને નાશ કરનારા, દેવતાના ગણ તથા મનુષ્યોના ઇંદ્રોએ પૂજેલા, મોહજાળને તોડનારા, અને આત્માને મર્યાદામા રાખનારા એવા [ સિદ્ધાત ]ને હુ વદના કરૂ છુ ૨

---

## નીચેના મૂલ શબ્દોના ગુજરાતી અર્થ કરો.

मोहजालस्स, वंदे, महिअस्स, नर, विद्धंसणस्स, तिमिर, नमसामि, विदेहे, भरह, अ, दीवड्ढे.

---

## નીચેના ગુજરાતી અર્થના મૂળ શબ્દો કહો.

તોડી નાખ્યુ છે, મર્યાદામા રાખનારા, ઇંદ્રોએ, દેવતાનાગણના, સમૂહનો, અજ્ઞાનરૂપી, ધર્મના આદિ કર્ત્તાને, ઐરવત-

ક્ષેત્રને વિષે, જંબૂદ્વીપની અંદર, ધાતકી ખંડને વિષે, પુષ્કર-વર નામના.

---

# मुखपाठ ३८ मो.

## श्रुतस्तव सूत्र भाग २ जो.

जाई जरामरण सोगपणासणस्स,
कल्लाण पुक्खलविसाल सुहावहस्स ।
को देव दाणव नरिंदगणच्चिअस्स,
धम्मस्स सारमुवलब्भकरे पमायं ॥ ३ ॥

---

## शब्दार्थ.

जाई જન્મ. — जरा વૃદ્ધાવસ્થા.
मरण મૃત્યુ. — सोग शोકને.
पणासणस्स નાશ કરનારા. — कल्लाण કલ્યાણ.
पुक्खल સંપૂર્ણ. — विसाल વિશાળ.
सुहावहस्स મોક્ષ સુખના આપનારા. — को કોણ.
देव દેવતા. — दाणव દાનવ.
नर મનુષ્યોના. — इंद ઇંદ્રોના.
गण સમૂહે. — अच्चिअस्स પૂજેલા.

धम्मस्स धुन धर्मनो — सार साग्र
उवलभ प्राप्त करीने — करे करे
पमाय प्रमाद

---

## भावार्थ.

જન્મ, વૃદ્ધાવસ્થા, મૃત્યુ અને શોકને નાશ કરનારા, કલ્યાણ, સંપૂર્ણ તથા વિશાળ એવા મોક્ષ સુખને આપનારા, અને દેવ, દાનવ તથા મનુષ્યોના ઇંદ્રોના સમૂહે પૂજેલા એવા ધર્મનો સાર પામીને કોણ પ્રમાદ કરે ? ( અર્થાત્ ન કરે ) ૩

---

## नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

पमायं, उवलब्भ, धम्मस्स, गण, नर, देव, सुहाव-स्स, पुक्खल, पणासणस्स, मरण, जाई.

---

## नीचेना गुजराती अर्थना मूल शब्दो कहो.

કરે, સાર, પૂજેલા, ઇંદ્રોના, દાનવ, કોણ, વિશાળ, કલ્યાણ, શોકને, વૃદ્ધાવસ્થા

---

# मुखपाठ ३९ मो.

## श्रुतस्तव सूत्र भाग २ जो.

सिद्धे भो पयओ णमो जिणमए नंदीसया संजमे,
देवं नागसुवन्नकिन्नरगणस्सप्भूअ भावच्चिए ।
लोगो जत्थ पइट्ठिओ जगमिणं तेलूक्कमच्चासुरं,
धम्मो वड्ढउ सासओ विजयओ धम्मुत्तरं वड्ढउ ॥ ४ ॥

सुअस्स भगवओ करेमि काउस्सग्गं वंदण वत्तिआए ॥

---

### शब्दार्थ.

| | |
|---|---|
| सिद्धे સિદ્ધ એવા. | भो હે જ્ઞાનવંત લોકો. |
| पयओ આદર સહિત. | णमो હું નમસ્કાર કરૂં છું. |
| जिणमए શ્રી જિનમત [ સિદ્ધાંત ]ને. | नंदी વૃદ્ધિ થાઓ. |
| सया હમેશાં. | संजमे ચારિત્ર ધર્મને વિષે. |
| देवं વૈમાનિક દેવ. | नाग ભવનપતિ દેવ. |
| सुवन्न જ્યોતિષી દેવ. | किन्नर વ્યંતર દેવતાના. |
| गण સમૂહથી. | सप्भूअभाव સત્ય ભાવે કરીને. |
| अच्चिए પૂજાએલા. | लोगो સર્વ લોકનું જ્ઞાન. |
| जत्थ જેમાં. | पइट्ठिओ કહેલ છે. |
| जगमिणं આ જગત. | तेलुक्क ત્રણ લોક. |
| मच्च મનુષ્ય. | असुरं ભવનપતિ. |

| | |
|---|---|
| धम्मो શ્રુત ધર્મ | वड्ढउ વૃદ્ધિ પામો |
| सासओ શાશ્વતો | विजयओ નિરોપ જયવંત છે |
| धम्म ચારિત્ર ધર્મનુ | उत्तर પ્રધાનપણુ જેમ હોય તેમ |
| वड्ढउ વૃદ્ધિ પામો | सुअस्स સિદ્ધાંતને આરાધવા નિમિત્તે |
| भगवओ હે ભગવંત | करेमि હુ કરૂ છુ |
| काउस्सग्गं કાયોત્સર્ગ | |

---

## ભાવાર્થ.

હે જ્ઞાનવંત લોકો ! સર્વ નય પ્રમાણુથી સિદ્ધ એવા જિનમતને હુ આદર સહિત નમસ્કાર કરૂં છુ તે જિનમતના પ્રસાદથી મને ચારિત્ર ધર્મની વૃદ્ધિ થાઓ તે ચારિત્ર ધર્મ, વૈમાનિક, ભવનપતિ, જ્યોતિષી અને વ્યંતર દેવોના સમૂહથી સત્ય ભાવે પૂજાએલો છે, વળી જે જિનમતને વિષે ત્રણુ કાળનુ તથા ત્રણુ લોકનુ જ્ઞાન રહેલુ છે, એવો સિદ્ધાંતરૂપ શ્રુતધર્મ વૃદ્ધિ પામો તે શ્રુતધર્મ શાશ્વત તથા વિજયવંત છે, તે શ્રુતધર્મ ચારિત્રધર્મનુ પ્રધાનપણું થાય, તેમ વૃદ્ધિ પામો ૪

હે ભગવંત ! તે શ્રુતધર્મને આરાધવા હુ કાયોત્સર્ગ કરૂ છુ

---

## નીચેના મૂળ શબ્દોના ગુજરાતી અર્થ કરો.

काउस्सग्ग, भगवओ, वड्ढउ, धम्म, सासओ, धम्मो, मच्च, जगमिण, जत्थ, अच्चिए, गण, सुरन्न, देव, सया, जिणमए, पयओ, सिद्धे.

## નીચેના ગુજરાતી અર્થના મૂળ શબ્દો કહો.

હું કરૂં છું, સિદ્ધાંતને આરાધવા નિમિત્તે, પ્રધાનપણું જેમ હોય તેમ, વિશેષ જયવંત છે, વૃદ્ધિ પામો, ભવનપતિ, ત્રણ લોક, કહેલ છે, સર્વ લોકનું જ્ઞાન, સત્ય ભાવે કરીને, વ્યંતર દેવતાના, ભવનપતિ દેવ, ચારિત્ર ધર્મને વિષે, વૃદ્ધિ થાઓ, હું નમસ્કાર કરૂં છું, હે જ્ઞાનવંત લોકો.

---

# मुखपाठ ४० मो.

## सिद्धस्तव सूत्र भाग १ लो.

सिद्धाणं बुद्धाणं, पारगयाणं परंपरगयाणं ।
लोअग्ग मुवगयाणं, नमो सयासव्व सिद्धाणं ॥ १ ॥
जो देवाणवि देवो, जं देवा पंजली नमंसंति ।
तं देवदेवमहिअं, सिरसा वंदे महावीरं ॥ २ ॥
इक्कोवि नमुक्कारो, जिणवर वसहस्स वद्धमाणस्स ।
संसार सागराओ, तारेइ नरं व नारिं वा ॥ ३ ॥

---

## શબ્દાર્થ.

सिद्धाणं સિદ્ધોને. बुद्धाण બુદ્ધોને.
पारगयाणं સંસાર સમુદ્રના પારને પામેલાને. परंपरगयाणं ગુણસ્થાનકના ક્રમે ચડી મોક્ષે પહોંચેલાને.

જિનવરને વિષે શ્રેષ્ઠ એવા શ્રી વર્દ્ધમાન સ્વામીને કરેલો એક પણ નમસ્કાર પુરૂષ અથવા સ્ત્રીને આ સંસારરૂપ સમુદ્ર-માંથી તારે છે. ૩

---

### નીચેના મૂળ શબ્દોના ગુજરાતી અર્થ કહો.

नारिं वा, तारेइ, संसार, वसहस्स, नमुक्कारो, महावीरं, सिरसा, देवदेव, नमंसंति, देवा, देवो, जो, सया, उवगयाणं, परंपरगयाणं, बुद्धाणं.

---

### નીચેના ગુજરાતી અર્થના મૂળ શબ્દો કહો.

પુરૂષને, સમુદ્રથી, વર્દ્ધમાન સ્વામીને, જિનવરમાં, એક પણ, હું વંદના કરૂં છું, પૂજેલા, તે, બે હાથ જોડીને, જેને, દેવોના પણ, સર્વ સિદ્ધોને, નમસ્કાર કરૂં છું, લોકના અગ્ર ભાગને, સંસાર સમુદ્રના પારને પામેલાને, સિદ્ધોને.

---

# मुखपाठ ४१ मो.

## सिद्धस्तव सूत्र भाग २ जो.

उज्जिंतसेलसिहरे, दिक्खानाणं निसीहिआ जस्स ।
तं धम्मचक्कवट्टिं, अरिट्ठनेमिं नमंसामि ॥ ४ ॥

ઈંદ્રાદિકથી વંદાએલા, પરમાર્થથી કૃતાર્થ થયેલા, અને સિદ્ધ થયેલા એવા ચાર, આઠ, દશ, અને બે—એમ ચોવીશ જિનવરો મને મોક્ષ આપો. ૫

---

### नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

दिसंतु, सिद्धिं, निट्ठिअट्ठा, चउव्वीसं, वंदिआ, दस, चत्तारि, अरिट्ठनेमिं, तं, निसीहिआ, दिक्खा, उज्जितसेल.

---

### नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

મને, સિદ્ધ થયા છે, પરમાર્થથી, જિનવરો, બે, આઠ, હું નમસ્કાર કરૂં છું, ધર્મના ચક્રવર્ત્તી એવા, જેના થયા છે, કેવળજ્ઞાન કલ્યાણક, શિખર ઉપર.

---

# मुखपाठ ४२ मो.

## वेआवच्चगराणं सूत्र.

वेआवच्चगराणं, संतिगराणं सम्मदिट्ठि ।
समाहिगराणं, करेमि काउस्सग्गं । अन्नत्थ०

---

## શબ્દાર્થ.

| | | | |
|---|---|---|---|
| वेआवच्च | વૈયાવચ્ચના | गराण | કરનાર |
| संतिगराण | શાંતિના કરનાર | सम्मद्दिट्ठि | સમ્યગ્દષ્ટિ જીવોને |
| समाहिगराण | સમાધિના કરનારા (દેવોને આશ્રીને) | करेमि | હું કરૂં છું |
| | | काउस्सग्ग | કાઉસ્સગ્ગ |

---

## ભાવાર્થ.

શ્રી જિન શાસનની વૈયાવચ્ચ કરનારા, શાંતિના કરનારા, અને સમ્યગ્દષ્ટિ જીવોની આરાધના કરનારા દેવોને આશ્રીને હું કાયોત્સર્ગ કરૂં છું. ૧

---

### નીચેના મૂળ શબ્દોના ગુજરાતી અર્થ કહો.

काउस्सग्गं, सम्मद्दिट्ठि, गराणं.

---

### નીચેના ગુજરાતી અર્થના મૂળ શબ્દો કહો.

હું કરૂં છું, સમાધિના કરનારા, શાંતિ કરનારા, વૈયાવચ્ચના

---

# બોધપાઠ ૧૨ મો.

સિદ્ધસ્તવ દંડક થઇ રહ્યા પછી "વૈયાવચ્ચ ગરાણં" એ ગાથાથી સમ્યગ્દૃષ્ટિ દેવતાને સ્મરણ કરવારૂપ સ્તુતિ કરી, પવિત્ર થયેલો શ્રાવક ગુરૂવાંદણા કરવાનો અધિકારી થાય છે. ગુરૂવાંદણાના જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ, એવા ત્રણ પ્રકાર છે. જે માત્ર પ્રણામ કરવો, તે જઘન્યવંદન છે, તેનું બીજું નામ **ફેટાવંદન** કહેવાય છે. જે ખમાસમણ આપી વિધિથી વંદન કરવું, તે મધ્યમ વંદન છે, તેનું બીજું નામ **થોભવંદન** કહેવાય છે, જે દ્વાદશાવર્ત્ત વંદન કરવું, તે ઉત્કૃષ્ટ વંદન છે.

ગુરૂને વાંદણા દેતાં સાધુને ઓઘો અને મુહપત્તિ અને શ્રાવકને મુહપત્તિ તથા ચરવળો રાખવાનો છે. ગુરૂથી ચાર દિશાએ અમુક પ્રમાણ અવગ્રહ રાખી ગુરૂને વંદના કરવાની છે. સાધુ અથવા શ્રાવકે કોઈ કાર્ય પ્રસંગે ગુરૂની આજ્ઞા લઇને અવગ્રહમાં પ્રવેશ કરવાનો છે. નહિ તો અવગ્રહની બહાર રહીને વંદના કરવી જોઇએ. અવગ્રહની બહાર રહી પણછ ઉપર ચડાવેલા ધનુષ્યની પેઠે કાયાને નમ્ર કરી બે હાથ જોડી મુખે મુહપત્તિ રાખી "**इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसीहिआए**" એટલું કહી પોતે ગુરૂને વાંદવાની ઇચ્છા જણાવે. પછી જરા નીચા નમી "**अणुजाणह मे मिउग्गहं**" એ વાક્ય બોલવાનું છે. પછી મુખે "**निसिही**" કહી રજોહરણથી આગલી ભૂમિ પુંજતો તે અવગ્રહમાં પ્રવેશ કરે. પછી ઉભડુક બેસી ગુરૂનાં ચરણ સમીપે રજોહરણ મુકી, ડાબે હાથે મુહપત્તિ લઇ તે મુહપત્તિવડે ડાબા કાનથી આરંભીને જમણા કાન પર્યંત લલાટને પ્રમાર્જી, પછી તેણે કરી ડાબો જાનુ પુંજી ચરવલા ઉપર મુહપત્તિ

મુકી " अहोकाय " ઇત્યાદિ વાક્યોના ત્રણ આવર્ત્તન કરવાના છે કુલ બધા મળીને ૭ આવર્ત્તન થાય છે, તેવી રીતે બીજા પણ ત્રણ આવર્ત્તન છે, એમ એકદર ૭ આવર્ત્તન થાય છે, જે વિધિ કોઇ વિદ્વાન્ સાધુ અથવા શ્રાવક પાસેથી બરાબર જાણવી જોઇએ તે પછી વાંદવાને ઉજમાળ થયેલો શ્રાવક વિધિપૂર્વક મુહપત્તિ અને પોતાનું શરીર પડિલેહી, જરા કાયાને નમાડી, બે હાથે ઓઘો, ચરવલો વગેરે લઇ અવગ્રહની બહાર ઉભો રહી, અને મુખે મુહપત્તિ રાખી વાદણા સૂત્રનો પાઠ બોલે છે

---

## सारांश प्रश्नो.

૧ શ્રાવક ગુરૂવાદણા કરવાનો અધિકારી શાથી થાય છે ? ૨ ગુરૂવાદણાના કેટલા પ્રકાર છે ? ૩ જઘન્યવદન એટલે શુ ? અને તેનુ બીજુ નામ શું છે ? ૪ થોભવદન એટલે શુ ? ૫ ઉત્કૃષ્ટ વદન કોને કહેવાય ? ૬ ગુરૂને વંદના આપતા સાધુએ અને શ્રાવકે શુ શુ રાખવુ જોઇએ ? ૭ ગુરૂને ક્યા રહીને વદના કરવાની છે ? ૮ અવગ્રહમા શું કરીને પ્રવેશ કરી શકાય છે ? ૯ વદના ક્યા રહીને કરવી જોઇએ ? ૧૦ વદના કરતી વખતે કાયાને કેવી રીતે રાખવી જોઇએ ? ૧૧ ગુરૂને વાદવાની ઇચ્છા શુ કહીને જણાવવી જોઇએ ? ૧૨ અવગ્રહમા કેવી રીતે પ્રવેશ કરવો જોઇએ ? ૧૩ તે વખતે મુહપત્તિને કેવી રીતે કરી લલાટ પર્યંત પ્રમાર્જવું જોઇએ ? અને ત્યારે રજોહરણ ક્યા મૂકવુ જોઇએ ? ૧૪ ક્યા વાક્યોના ત્રણ આવર્તન કરવાના છે ? ૧૫ એકદર કેટલા આવર્તન કરાય છે ? ૧૬ તે પછી શ્રાવકે શેનો પાઠ બોલવાનો છે ? ૧૭ વાદણા સૂત્રનો પાઠ બોલતી

વખતે તે પડિલેહવાનું છે ? ૧૮ તે વખતે કાયાને કેવી રીતે રાખવાની છે ? ૧૯ હાથમાં શું રાખવું જોઇએ ?

---

# मुखपाठ ४३ मो.

## गुरुवांदणा सूत्र भाग १ लो.

इच्छामि खमासमणो, वंदिउं, जावणिज्जाए निसीहिआए ॥ १ ॥ अणुजाणह, मे, मिउग्गहं ॥ २ ॥

निसीहि, अहो, कायं, काय संफासं, खमणिज्जो, भे, किलामो, अप्पकिलंताणं, बहुसुभेण, भे, दिवसो, वइक्कंतो ॥ ३ ॥

---

### शब्दार्थ.

इच्छामि ઇચ્છું છું.

खमासमणो હે ક્ષમાશ્રમણ !

वंदिउं વાંદવાને.

जावणिज्जाए શક્તિએ સહિત.

निसीहिआए જીવહિંસાની નિવૃત્તિરૂપ પ્રયોજન વાળા મારા શરીરવડે.

अणुजाणह મને આજ્ઞા આપો.

मे મને.

मिउग्गहं મિત–અવગ્રહ ( સાડા ત્રણ હાથ પ્રમાણવાળા ક્ષેત્રમાં પ્રવેશ કરવાને. )

निसीहि ગુરૂવંદન શિવાય બીજો વ્યાપાર જેણે નિષેધ્યો છે, એવો શિષ્ય.

अहोकायं અધઃકાયરૂપ આપના પગોને

कायसंफास શરીરે કરીને સ્પર્શ કરવાને ( આજ્ઞા આપો ).

रामणिज्जो ખમજો મે હે ભગવંત ! ( તુમેને )
रिलामो કાંઇ ખેદ ઉપજાવ્યો હોય. अप्पकिलताण અલ્પ ગ્લાનિવાળા
बहुसुभेण ઘણા સમાધિ ભાવે કરી दिवसो દિવસ
वइक्कतो વીત્યો છે ?

---

## ભાવાર્થ.

હે ક્ષમાશ્રમણ ! શક્તિએ સહિત, ( જીવ હિંસાદિક નિવૃત્તિરૂપ પ્રયોજનવાળા ) મારા શરીરવડે હું આપને વાંદવા ઇચ્છુ છુ ૧

સાડા ત્રણ હાથ પ્રમાણ અવગ્રહ-ક્ષેત્રમા પ્રવેશ કરવાની મને રજા આપો. ૨

( અહીં ગુરૂ કહે છે કે, " अणुजाणामि " હુ આજ્ઞા આપુ છુ ) ૩

ગુરૂવંદન શિવાય બીજી ક્રિયારૂપ વ્યાપાર જેણે નિષેધ્યો છે, એવો શિષ્ય કહે છે— " અહોકાય કાયસ ફાસં " એટલે અધ કાયરૂપ આપના પગોને મારા હાથ અને લલાટે કરી સ્પર્શ કરવાને મને આજ્ઞા આપો. ( ગુરૂની આજ્ઞા મેળવીને ) ગુરૂના ચરણમા પોતાના હાથ તથા મસ્તકે કરી સ્પર્શે છે. પછી ઉભો થઇ મસ્તક ઉપર બે હાથ લગાડી ગુરૂની સન્મુખ દૃષ્ટિ રાખી " ખમણિજ્જો ભે " ઇત્યાદિ પદો બોલે છે. હે ભગવંત ! કાઇ ખેદ ઉપજાવ્યો હોય તે ખમજો અલ્પ ગ્લાનિવાળા એવા આપને ઘણા સમાધિ ભાવે કરીને આપનો દિવસ વીત્યો છે?

( અહીં ગુરૂ ' તહુત્તિ ' તેમજ વ્યતિત થયો છે, એમ કહે છે. )

---

# मुखपाठ ४४ मो.

## गुरुवांदणा सूत्र भाग २ जो.

जत्ता भे ॥ ४ ॥

जवणिज्जं, च, भे ॥ ५ ॥

खामेमि, खमासमणो, देवसियं वइक्कमं ॥ ६ ॥

आवसिआए, पडिक्कमामि, खमासमणाणं, देवसिआए, आसायणाए, तित्तीसन्नयराए, जं किंचि, मिच्छाए, मणदुक्कडाए, वयदुक्कडाए, कायदुक्कडाए.

---

### શબ્દાર્થ.

जत्ता તપ, નિયમ, સંયમ સ્વાધ્યાયરૂપ યાત્રા.

भे હે ભગવંત.

खामेमि હું ખામું છું.

देवसियं દિવસ સંબંધી.

भे હે ભગવંત.

जवणिज्जं च ઇંદ્રિય અને નોઇંદ્રિયથી પીડા નહિ પામતું શરીર છે ?

खमासमणो હે ક્ષમાશ્રમણ.

वइक्कम्मं અપરાધ.

| | |
|---|---|
| आवसिआए આવશ્યક ક્રિયા સેવતા લાગેલા અતિચારથી | पडिक्कमामि હું નિવર્તુ છુ |
| | खमासमणाण ક્ષમાશ્રમણ સબધી દિવસે થયેલી આશાતનાએ કરી. |
| तित्तीसन्नयराए તેત્રીશ આશાતના માંહિલી | जंकिंचि જે કાઇ |
| मिच्छाए મિથ્યાભાવરૂપ આશાતના એ કરીને | मणदुक्कडाए મન સંબધી પાપ તે રૂપ આશાતનાએ કરીને. |
| वयदुक्कडाए વચન સબધી પાપ તે રૂપ આશાતનાએ કરીને | कायदुक्कडाए શરીર સબધી પાપ તે રૂપ આશાતનાએ કરીને |

---

## ભાવાર્થ.

હે ભગવત ! આપને તપ, નિયમ, સયમ, સ્વાધ્યાયરૂપ યાત્રા અવ્યાબાધપણે વર્ત્તે છે ? ૪

( ગુરૂ કહે " तुब्भंपि वट्टए " તમને પણ વર્ત્તે છે ? )

[ શિષ્ય કહે ] ઇંદ્રિય અને નોઇંદ્રિયથી પીડા નહિ પામતુ એવુ આપનુ શરીર છે ? ૫

( ગુરૂ કહે ' एवं ' એમજ છે )

હે ક્ષમાશ્રમણ ! દિવસ સબધી મારા અપરાધ હું ખામુ છું ૬

આવશ્યક એટલે અવશ્ય કર્ત્તવ્ય જે ચરણસિત્તરી અને કરણસિત્તરી વગેરે સેવતાં પાળતા જે (અતિચાર) લાગ્યા હોય, તે થકી હું નિવર્તુ છું [ વળી ] ક્ષમાશ્રમણ સંબધી દિવસને

વિષે થઈ, એવી આશાતનાએ કરીને, તેત્રીશ આશાતના માંહેલી જે કાંઇ મિથ્યાભાવરૂપ આશાતના થઈ હોય, તેણે કરીને, મન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને, વચન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને, શરીર સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને.

---

## नीचेना मूळ शब्दोना गुजराती अर्थ कहो.

कायदुक्कडाए, मणदुक्कडाए, जं किंचि, खमासमणाणं, आवसिआए, देवसियं, खामेमि, जवणिज्जं च, जत्ता.

---

## नीचेना गुजराती अर्थना मूळ शब्दो कहो.

વચન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને, મિથ્યાભાવરૂપ આશાતનાએ કરીને, તેત્રીશ આશાતના માંહેલી, હું નિવર્તું છું, અપરાધ, હે ક્ષમાશ્રમણ, હે ભગવંત.

---

# मुखपाठ ४५ मो.

## गुरुवांदणा सूत्र भाग ३ जो.

कोहाए, माणाए, मायाए, लोहाए, सव्वकालिआए, सव्वमिच्छोवयाराए, सव्वधम्माइक्कमणाए, आसायणाए, जो,

मे, अइआरो, कओ, तस्स, खमासमणो, पडिक्कमामि, निं-दामि, गरिहामि अप्पाण वोसिरामि ॥ ७ ॥

---

## શબ્દાર્થ.

कोहाए ક્રોધરૂપ આશાતનાએ કરીને
मायाए, માયારૂપ આશાતનાએ કરીને
सव्वकालिआए સર્વકાળ સબંધી
सव्वधम्माइक्कमणाए સર્વ કરણીને અતિક્રમવારૂપ આશાતનાએ કરીને.
जो જે
अइआरो અતિચાર
तस्स તે સબંધી
पडिक्कमामि હુ આપની સમીપે પડિકમુ છુ.
अप्पाण મારા પાપી આત્માને

माणाए માનરૂપ આશાતનાએ કરીને
लोहाए લોભરૂપ આશાતનાએ કરીને
सव्वमिच्छोवयाराए સર્વ મિથ્યા ઉપચાર [ કુડ કપટ ] રૂપ આશાતનાએ કરીને
आसायणाए આશાતનાએ કરીને
मे મારા જીવે
कओ કર્યો હોય
खमासमणो હે ક્ષમાશ્રમણ.
निंदामि આત્મ સાથે નિંદું છુ
गरिहामि ગુરૂની સાક્ષીએ નિંદુ છુ.
वोसिरामि હુ વોસરાવુ છુ

---

## ભાવાર્થ.

ક્રોધરૂપ આશાતનાએ કરીને, માનરૂપ આશાતનાએ કરીને, માયારૂપ આશાતનાએ કરીને, અને લોભરૂપ આશાતનાએ કરીને સર્વ કાળ સબંધી, સર્વ મિથ્યા ઉપચાર [ કુડ કપટ ]

રૂપ આશાતનાએ કરીને, તેમજ સર્વ ધર્મ કરણીને અતિક્રમવા-
રૂપ આશાતનાએ કરીને.

જે મારા જીવે અતિચાર કર્યા હોય, તે સંબંધી હે ક્ષ-
માશ્રમણ ! હું આપની સમીપે વોસરાવું છું. અર્થાત છો-
ડવું છું. ૭

---

## નીચેના મૂળ શબ્દોના ગુજરાતી અર્થ કહો.

वोसिरामि, गरिहामि, पडिक्कमामि, तस्स, अइआरो,
जो, सव्वधम्माइक्कमणाए, सव्वकालिआए, मायाए, कोहाए.

---

## નીચેના ગુજરાતી અર્થના મૂળ શબ્દો કહો.

મારા પાપી આત્માને, નિંદું છું, હે ક્ષમાશ્રમણ, કર્યાં
હોય, મારા જીવે, આશાતનાએ કરીને, સર્વ ધર્મ કરણીને અ-
તિક્રમવારૂપ આશાતનાએ કરીને, સર્વ કાળ સંબંધી, માનરૂપ
આશાતનાએ કરીને, ક્રોધરૂપ આશાતનાએ કરીને.

---

# બોધપાઠ ૧૨ મો.

ગુરૂવાંદણા કર્યા પછી અતિચારની આઠ ગાથાઓ કહેવામાં
આવે છે, તેમાં બીજી ગાથાથી જ્ઞાનાચાર, ત્રીજી ગાથાથી

દર્શનાચાર, ચોથી ગાથાથી ચારિત્રાચાર અને પાચમી ગાથાથી તપાચાર કહેલ છે પછી છઠ્ઠી ગાથામા તપાચારમા કહેલ બાહ્ય તપના છ ભેદ દર્શાવ્યા છે, અને સાતમી ગાથામા આભ્યતર તપના છ ભેદ દર્શાવ્યા છે પછી આઠમી ગાથામા વીર્યાચાર કહ્યો છે, એવી રીતે એ આઠ ગાથામા તે તે આચારમા લાગેલા અતિચારો દૂર થવાને તે પ્રસગે સૂચવેલુ છે એ અતિચારની આઠ ગાથાઓનુ સ્મરણ શ્રાવકને અતિચારથી મુક્ત કરી ઉત્તમ પ્રકારની શુદ્ધિ આપે છે.

અતિચારની આઠ ગાથાનો કાઉસ્સગ્ગ કરવામા આવે છે. જો એ આઠ ગાથા મોઢે આવડતી ન હોય તો, આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવાને કહેલુ છે તે કાઉસ્સગ્ગ પાર્યા પછી લોગસ્સ કહેવાય છે, પછી નીચે બેમી ત્રીજા આવશ્યકની મુહુપત્તિ પડિલેહીને બે વાદણા આપવામા આવે છે, તે પછી ઉભા થઈને—

" इच्छाकारेण सदिसह भगवन् देवसियं आलोउ इच्छं " એમ કહી " आलोएमि जो मे देवसिओ " એ પાઠ કહેવામા આવે છે, અને તે પછી સાત લાખ કહી અઢાર પાપસ્થાનક આલોવવાને કહેલુ છે

---

## सारांश प्रश्नो.

૧ ગુરૂવાદણા કર્યા પછી કઈ ગાથા આવે છે ? ૨ એ આઠ ગાથાઓમા શી શી બાબત દર્શાવેલી છે ? ૩ એ ગાથાઓથી શુ સૂચવેલુ છે ? ૪ તેનાથી શ્રાવકને શો લાભ થાય છે ? ૫ તે અતિચારની આઠ ગાથામા શુ કરવામા આવે છે ? ૬ જો તે આઠ ગાથાઓ મુખે ન આવડતી હોય તો, શુ કરવુ

